તેમને અનુક્રમે સ્થાન છે. આમ ઉક્ત બાણની કાદંબરી, પાદલિપ્તસૂરિની તરંગવતી અને ધનપાલકવિની તિલકમંજરી એ કોઈ અનેરી ભાત પાડનારા ગ્રંથો છે.

આ ગ્રંથોમાં શ્લેષચમત્કાર, માન્યતા અને પ્રસંગસ્ના આલેખ તે તે સ્થાનમાં આબેહૂબ રીતે આવે છે. અહિં પ્રસંગ? ધનપાલ કવિએ પણ આ ગ્રંથમાં શ્લેષચમત્કાર, માન્યતા અને આલેખને રજુ કરવા સાથે અનુપમ ઉપરનો સરસ આલેખ ખડો કર્યો છે.

આ તિલકમંજરીના રચયિતા ધનપાલ કવિ સંબંધી માહિતી આપનાર અનેકવિધ સાહિત્ય છે તે પૈકી કેટલાનો અમે અહિં નિર્દેશ કરીએ છીએ.

૧ તિલકમંજરી અવતરણિકા શ્લો ૫૨ થી ૫૩
૨ શ્રી પ્રભાચંદ્રસૂરિકૃત પ્રભાવકચરિત્ર અને શ્રી મહેન્દ્રસૂરિપ્રબંધ
૩ શ્રી મેરુતુંગાચાર્યકૃત પ્રબંધચિંતામણિ
૪ શ્રી સંઘતિલકસૂરિકૃત સમ્યક્ત્વ સપ્તતિ.
૫ શ્રી રત્નમંદિરગણિકૃત ભોજપ્રબંધ
૬ શ્રી [illegible]ગણિકૃત ઉપદેશરત્નાવલી.
૮ શ્રી હેમવિજયગણિકૃત કથારત્નાકર.
૮ શ્રી જિનલાભસૂરિકૃત આત્મપ્રબોધ.
૯ શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત ઉપદેશ પ્રાસાદ.
૧૦ જૈન સાહિત્યસંશોધક ખં ૩
૧૧ જૈન સાહિત્ય ઇતિહાસ

મધ્ય પ્રદેશમાં આવેલ સાંકાશ્ય નામના ગામમાં (હાલ ફરૂખાબાદ જિલ્લામાં સંકિસ નામનું ગામ છે) દેવર્ષિ નામનો બ્રાહ્મણ હતો. આ દેવર્ષિને ધારાનગરમાં નિપુણ સર્વદેવ નામનો પુત્ર હતો. સર્વદેવને ધનપાલ અને શોભન નામે બે પુત્રો અને સુંદરી નામે પુત્રી હતી. ધનપાલે વ્યાકરણ, સાહિત્ય અને ધર્મશાસ્ત્ર વિગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. આ ધનપાલને ધનશ્રી નામે પત્ની હતી. ધનપાલ ભોજરાજાની સભાનો નામાંકિત પંડિત હતો, અને મુંજરાજ એ ધારાનગરીના રાજા તરીકે પ્રસિદ્ધ છે. તેણે પણ ધનપાલને સરસ્વતી બિરુદ આપ્યું હતું.

ધનપાલ મુંજ અને ભોજ બન્ને રાજાઓનો માનીતો વિદ્વાન કવિ હતો. ભોજના રાજ્યાભિષેક વિ. સં. ૧૦૭૮ના વર્ષ સુધી તો સ્વીકારે એમ હતો. એટલે ધનપાલના અસ્તિત્વનો સમય વિક્રમની ૧૧મી શતાબ્દિના પહેલા પાદથી ચોથા પાદ સુધીનો છે. ધનપાલ કવિના બનાવેલા ગ્રંથો નીચે પ્રમાણે છે:-

પાઇયલચ્છી નામમાલા, તિલકમંજરી, શ્રાવકવિધિ પ્રકરણ, શોભન સ્તુતિવૃત્તિ, વીરસ્તુતિ, ઋષભપંચાશિકા, સત્યપુરીય મહાવીર ઉત્સાહ, પ્રાકૃતનામમાલા વિગેરે વિગેરે.

ધનપાલનું સમ્યક્ત્વ.

સર્વદેવવિપ્રને શ્રી વર્ધમાનસૂરિ સાથે પરિચય અને સ્નેહ હતો. સર્વદેવના પૂર્વજોની પાસે ભારી સંપત્તિ હતી પણ સર્વદેવને તે માલુમ નહિ પડી. તેણે સૂરિજી પાસેથી યુક્તિથી જાણી લીધું અને સૂરિજીએ પણ યુક્તિથી સંપત્તિનો અર્ધભાગ આપવાનું માગી લીધું. સર્વદેવને સંપત્તિ મળી. સર્વદેવે સૂરિજીને સંપત્તિ આપવા માંડી પણ અકિંચનમુનિઓના ત્યાગી સૂરિજીએ તેનો સ્વીકાર નહિ કર્યો. તેની પુત્ર સંપત્તિમાંથી એકની માગણી કરી. સર્વદેવે જુદા જુદા પ્રયત્ન પછી નાના પુત્ર શોભનને સૂરિજીને સોંપ્યો અને તેણે દીક્ષા લીધી. સર્વદેવ મૃત્યુ પામ્યો. ધનપાલ બ્રાહ્મણ હોવાથી જૈનો ઉપર દ્વેષાળુ બન્યો.

## સંઘયાત્રા.

છ'રી પાળતા નાના મોટા સંઘ તો ઘણાએ આ કાળમાં નીકળતા આપણે જોયા હશે. પણ બે સંઘમાં હજારો માણસો, સેંકડો ગાડાંઓ અને સેંકડોની સંખ્યામાં મુનિરાજો હોય તેવા સંઘો તો સ્વ. પૂજ્ય આચાર્યદેવની સાન્નિધ્યતામા નીકળેલ. શેઠ માણેકલાલ મનસુખ ભાઈ અને શેઠ નગીનદાસ કરમચંદના સંઘો તો ક્વચિત્ નીકળ્યા છે. સંઘના દર્શનાર્થે પચીસ પચાસ ગાઉથી ઉતરતી માનવમેદની રાજાઓ મહારાજાઓદ્વારા થતા સંઘના સામૈયા અને સાધર્મિક ભાઈઓ હસ્તક થતા સંઘના આદરસત્કારે તો કોઈને ધર્મબીજ, કોઈને સમકિત અને કોઈને વિરતિપણું આપી જીવન તાર્યા છે

## અજોડ વ્યક્તિત્વ.

સ્વ. પૂજ્ય આચાર્યદેવની આંખમાં કોઈ અપૂર્વ બ્રહ્મચર્યનું તેજ હતુ તેમની સામે ઘણુ વખત એકીટસે જોઈ શકાતુ નહિ. પ્રથમદર્શનેજ તેમની આંખ આવનારને નખશિખ ઓળખી લેતી. તેઓ આવનાર શું કહેવા માગે છે અને શા આશયે આવ્યો છે તે પ્રથમ દર્શનેજ પારખી લેતા. અર્થાત્ તેમની ચક્ષુ આરપાર ઉતરી પૂર્વાપરસ્થિત સર્વને નિહાળી શકતી.

તેમની જીવનની કોઈ પ્રવૃત્તિ એવી નથી કે આરંભ્યા પછી છોડવી પડી હોય કે આરંભેલી પ્રવૃત્તિ નિષ્ફળ ગઈ હોય. પ્રવૃત્તિને તેઓ આરંભતા પહેલાં ખુબ ખુબ વિચાર કરતા અને આરંભ્યા પછી પીઠી સામે કટક હોય તો તે તૈયારી રાખતા. તેમના જીવનકાળ દરમિયાન આવા ઘણાએ પ્રસંગો આવ્યા છે પણ જેમાં તેમણે ઝુકાવ્યુ તેમાં કોઈ દિવસ નિષ્ફળતા સાંપડીજ નથી. તેમનો પ્રભાવજ એવો હતો કે તેમનુ નામ સાંભળતાજ અર્ધું કાર્ય ઉકલી જતુ તેમજ એ પણ સાચુંજ છે કે શાસનની સર્વમુખી કોઈ એવી પ્રવૃત્તિ નથી બની કે જેમાં તેમની દોરવણી ન મળી હોય તે સાંગોપાંગ સફળ થઈ હોય.

તેમનો અવાજ તમની આકૃતિ અને તેમનો સ્વભાવ આ સર્વે નાયકતાને સૂચવનારા હતા. તેમના અવાજમાં સત્તાવાહિતા હોવા છતાં ઉંડી સમજ હતી. તેમની આકૃતિ સામાને તેજથી આંજતી હોવા છતાં સૌમ્યતાભરી હતી તેમનો સ્વભાવ હસમુખ છતાં પૂર્વાપરની સર્વ વસ્તુનો અવગાહક હતો.

આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓ, સમાજના આગેવાનો વિગેરે સૌના તે આધારભૂત, સમગ્ર શાસનના હિતચિંતક અને સમગ્ર શાસનના રક્ષક હોવાથી સમાજ તેમને શાસનસમ્રાટ તરીકે ઓળખતો તે ખરેખર વ્યાજબીજ હતુ

તેમનો જન્મ, દીક્ષા, પદપ્રદાન, તેમના હાથે થયેલાં શાસનપ્રભાવનાના કાર્યો વિગેરે બધી હકીકતો તો મહાગ્રંથ ગ્રથીએ કહી શકાય તેમ છે પણ અહિ તો માત્ર તેમનુ આછુ ધ્યાન આપ્યુ છે અને તે એ કે સ્વ. પૂ. આચાર્યદેવ નેમિસૂરીશ્વરજી મહારાજ આ કાળના શાસનસમ્રાટ યુગપ્રધાન કે શાસનના કોહીનૂર જે કહો તે બધા હતા.

## સ્વ. પરમપૂજ્ય આચાર્યદેવનું શિષ્યમંડળ

સ્વ. પૂજ્ય આચાર્યદેવને આજે પણ શાસન જેનાથી ઉન્નત શિર રહી શકે તેવા અનેકો વિદ્વાન્ શિષ્યસમુદાય છે દર્શનશાસ્ત્રના પૂર્ણ અભ્યાસી અને ખંડનખંડખાદ્ય જેવા મહાગ્રન્થોની વૃત્તિના રચયિતા શાસ્ત્રવિશારદ પૂ. દર્શનસૂરીશ્વરજી મહારાજ આ કાળે સૌને આદર્શરૂપ અને તેવા, પરમ ગુરુભક્ત, ભદ્રિક શિલ્પ, જ્યોતિષ અને અખંડ આગમશાસ્ત્ર પૂ. વિજયોદયસૂરીશ્વરજી મહારાજ વ્યવહારદક્ષ અને કોઈના પણ તેજમાં અંજાયા સિવાય સ્પષ્ટ અને સત્ય કહેનાર ન્યાયવિશારદ, કવિરત્ન પૂ. નન્દનસૂરીશ્વરજી મહારાજ અવધૂત સરલ પરિણામી પૂ. વિજયવિજ્ઞાનસૂરીશ્વરજી મહારાજ પ્રાકૃત અને ગુજરાતી ભાષામાં અનેક સાહિત્યનું સર્જન કરનાર પૂ. વિજયપદ્મસૂરીશ્વરજી મહારાજ સાહિત્ય અને કાવ્યના અખંડ અભ્યાસ સાથે વિવિધ કાવ્યો ગુંથનાર પૂ. વિજયામૃતસૂરીશ્વરજી મહારાજ ન્યાય સાહિત્ય અને વ્યાકરણના પ્રખર અભ્યાસી અને ત્રણે શાસ્ત્રોના નિપુણતાભર્યા મધુરધ્વનિના વ્યાખ્યાન વાચસ્પતિ પૂ. વિજયકુમુદસૂરીશ્વરજી મહારાજ પ્રાકૃતભાષાના પ્રખર વિદ્વાન પૂ. વિજયકસ્તુરસૂરીશ્વરજી મહારાજ ભદ્રિક અને આગમ તથા પ્રકરણ ગ્રંથોના સારા અભ્યાસી પૂ. પં. સુમિત્રવિજયજી ગણિવર, વ્યવહારનીતિના વિશિષ્ટ અભ્યાસી પૂ. પં. મેરુવિજયજી ગણિવર, ન્યાય, વ્યાકરણ સાહિત્ય, સંગીત તથા ગુજરાતી ભાષાના સારા અભ્યાસી પૂ. પં. દક્ષવિજયજી તથા પૂ. પં. સુશીલવિજયજી ગણિવર, ન્યાયના પ્રખર અભ્યાસી બુદ્ધિશાળી જયાનંદવિજયજી મહારાજ ન્યાય સાહિત્ય અને ગુજરાતીના સરસ અભ્યાસ સાથે રોચક લેખનશૈલીવાળા પૂ. પં. ધુરંધરવિજયજી મહારાજ નવીન ન્યાયવિશારદ પૂ. પં. શિવાનંદવિજયજી મહારાજ તથા સાહિત્ય વ્યાકરણ ન્યાયના સારા અભ્યાસી પૂ. મહિમાપ્રભવિજયજી મહારાજ વિગેરે અનેક વિદ્વાનો જૈનશાસનને શોભાવી રહ્યા છે

(૪)

## પરાગ ટીકાકાર

સ્વ. પૂજ્ય આચાર્યદેવના ઉપરોક્ત વિદ્વાન્ શિષ્યમંડળમાં પરાગ ટીકાના રચયિતા પૂજ્ય આચાર્યદેવ વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ અગ્રસ્થાન ભોગવે છે તેઓનો સંક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે

આ ટીકાકાર મહાત્માનો અનેક મહાગ્રન્થોના ઉદ્ધાર કરનાર સૌરાષ્ટ્રમાં આવેલ બોટાદના [illegible] કુટુંબમાં પ્રસિદ્ધ જીવણલાલ પિતા અને માતા અમૃતબેનને ત્યાં વિ. સં. ૧૯૫૩ ભા. વ. ૫ના રોજ જન્મ થયો હતો. ગૃહસ્થપણામાં તેમનું નામ લવજી પાડ્યું. ૧૬ વર્ષની ઉંમરે વિક્રમ સંવત ૧૯૬૯ અષાઢ સુદ ૫ના રોજ ભાવનગર મુકામે તેમણે પરમપૂજ્ય સ્વ. આચાર્યદેવ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબના વરદ હસ્તે પરમપાવન ભાગવતી દીક્ષા અંગીકાર કરી. અને ત્યાં તેમનું નામ મુનિ લાવણ્યવિજયજી રાખવામાં આવ્યું. પ્રાયઃ ૮ વર્ષમાં તેમણે પ્રકરણ, આગમ, વ્યાકરણ, ન્યાય સાહિત્યનો સારો અભ્યાસ કર્યો અને તેઓ યોગોદ્વહનપૂર્વક વિ. સં. ૧૯૮૦માં ભાવનગરમાં ગણિપદ અને પંન્યાસ

॥ ॐ परमात्मने नमः ॥

## ૫૬ એકાવનમુ

ભૂમિકા—ઓગણપચાસમા પદમા ચેતના પોતાના પતિનો મેળાપ કરવા પ્રાર્થના કરતી જોવામાં આવી. એની વિરહદશાનો એવું લાક્ષણિક ખ્યાલ આપ્યો. એ આખા પદમા વિરહકાળ ભોગવતી આર્યસુંદરીનું આબેહૂબ ચિત્ર રજૂ કરી તેમા વિશિષ્ટ રહસ્ય દાખલ કર્યું છે

હવે જરા પચાસમા–પ્રથમ ભાગના છેલ્લા–પદ પર નજર નાખી જઈએ.

વિરહી ચેતના પોતાના પતિનો શુદ્ધ નિરંજન નાથ'નો, આનંદઘન'નો મેળાપ કરવા ઘણી આતુર છે પણ હજુના ઘેનમા પડેલા ચેતનજીને ' દેહ કે ગેહ નું ભાન નથી 'સ્નેહ (નેહ)નો વહુ એનામાથી આળસી ગયો છે અને એ સુમતિ કે ચેતનાને કદી યાદ પણ કરતા નથી, એટલે વિરહપેલી વામા 'અનુભવ નામના એક મિત્રને બોલાવી પતિને કેમ મનાવવા તે સબંધી સૂચના કરે છે. આમા વર્તમાન પતિ સબંધી સ્થિતિનું જ્ઞાન સમજાવટની નીતિ રીતિનું જ્ઞાન અને પતિવ્રતાને યોગ્ય આતુર સૂચિત છે એનો અંતર હજ વિશિષ્ટ અધ્યાત્મમય છે એ છેવટે પતિને મળવાની તાલાવેલી બતાવી, પૂરતી ભલામણ કરવા સાથે, છેવટે જરા ઊંચેથી એમ પણ કહી દે છે કે કાં તો પતિને મેળવી આપ અને નહિ તો તું પણ ધનાશ્રી કર–ચાલતો થા ! સમતા અને અનુભવનો સબંધ શુદ્ધ ચેતનરાજ સાથે એવો છે કે એમાં આ સર્વ ભાવ બેસે છે આવા આવા પ્રયત્નો સમતાએ–સુમતિએ પતિને મળવા કર્યા. એના મનના કોડ પતિને આનંદ સ્વરૂપે મળવાના છે એ ધ્યાનમા રહે. પણ પતિરાજ તો હજુ નાટકમાં પડ્યા છે એ તો કોઈ વખત શક (ઇન્દ્ર)નો વેશ લે છે તો કોઈ વખત ફેંકી દેવા યોગ્ય છાશનો આકાર લે છે અને અનેક વખત એ ખોટાં ખાતા ખતવવા મંડી પડે છે. એ પોતાને માથે ઘણું (કર્મરૂપ) દેવું હોવા છતાં કરજ વધારતા જ જાય છે અને વધારે વધારે ભારે થતા જાય છે આવી એ ચેતનરાજની વર્તમાન સ્થિતિ થઈ રહી છે આવી સ્થિતિમાં આપણે સમતા અને ચેતનરાજને પચાસમા પદની આખરે મૂકી આવ્યા.

હવે આપણે ચાલુ પદ પર આવી એ.

આ પદ યોગભાવમાં લખાયેલું છે એમા બહુ પ્રૌઢજ ભાવ ભરેલો છે એમાં ધ્યાનનો પ્રાગતિક રસ્તો બતાવ્યો છે તે આપણે હમણા જ જોઈશું. પ્રથમ ભાદરવા માસની અંધારી રાત્રી. શી ચીજ છે તે સમજીએ. એ અતિ દારુણ રાત્રી વર્તતી હોય ત્યારે ચારે તરફ અંધકાર લાગે છે એમાં કોઈ વસ્તુનો સાચો ખ્યાલ આવતો નથી. શરીરપ્રવૃત્તિ, બહારની સ્થૂળ અગવડોને કારણે, થઈ શકતી નથી અને ચિત્તમા ભારે વ્યગ્રતા લાગ્યા કરે છે આવા પ્રકારની રાત્રી એટલે શું ? એ ચેતનની વિભાવદશા છે જ્યા સુધી ચેતન પરવસ્તુને પોતાની માને છે અને તેમા રમણ કરવામાં આનંદ માને છે ત્યા સુધી એને ભાદરવા માસની રાતો જ વર્તા કરે છે એ

॥ ॐ परमात्मने नमः ॥

## પદ એકાવનમુ

**ભૂમિકા**—ઓગણપચાસમા પદમા ચેતના પોતાના પતિનો મેળાપ કરવા યાચના કરતી જોવામા આવી. એની વિરહદશાનો એનુ તાત્ત્વિક ખ્યાલ આપ્યો. એ આખા પદમા વિરહકાળ ભોગવતી આર્યહૃદયાનુ આબેહૂબ ચિત્ર રજૂ કરી તેમાં વિશિષ્ટ રહસ્ય દાખલ કર્યું છે

હવે જરા પચાસમા–પ્રથમ ભાગના છેલ્લા–પદ પર નજર નાખી જઈએ.

વિરહી ચેતના પોતાના પતિનો શુદ્ધ નિરંજન નાથનો, 'આનંદઘન'નો મેળાપ કરવા ઘણી આતુર છે પણ દારૂના ઘેનમા પડેલા ચેતનજીને 'દેહ' કે 'નેહ'નું ભાન નથી; 'સ્નેહ' (નેહ)નો તત્ત્વ એનામાથી આળસી ગયો છે અને એ સુમતિ કે ચેતનાને કદી વાત પણ કરતા નથી, એટલે વિરહપેલી વામા 'અનુભવ' નામના એક મિત્રને બોલાવી પતિને કેમ મનાવવા તે સબંધી સૂચના કરે છે આમા વર્તમાન પતિ સબંધી સ્થિતિનું જ્ઞાન, સમજાવટની નીતિ-રીતિનું જ્ઞાન અને પતિવ્રતાને યોગ્ય આતર સૂચિત છે એનો આતર હૃદય વિશિષ્ટ અધ્યાત્મમય છે એ છેવટે પતિને મળવાની તાલાવેલી બતાવી, પૂરતી ભલામણ કરવા સાથે, છેવટે જરા જોસથી એમ પણ કહી દે છે કે કાં તો પતિને મેળવી આપ અને નહિ તો તું પણ ધનાથી દૂર–આઘો થા! સમતા અને અનુભવનો સબંધ શુદ્ધ ચેતનરાજ સાથે એવો છે કે એમાં આ સર્વ ભાવ બેસે છે આવા આવા પ્રયત્નો સમતાએ–સુમતિએ પતિને મળવા કર્યા. એના મનના કોડ પતિને આનંદ સ્વરૂપે મળવાના છે એ ધ્યાનમા રહે. પણ પતિરાજ તો હજુ નાટકમાં પડ્યા છે એ તો કોઈ વખત રાંક (રંક)નો વેશ લે છે તો કોઈ વખત ફેંકી દેવા યોગ્ય છાયનો આકાર લે છે અને અનેક વખત એ ખોટા ખાતા ખતવવા મડી પડે છે એ પોતાને માથે ઘણું (કર્મરૂપ) દેવું હોવા છતા કરજ વધારતા જ જાય છે અને વધારે વધારે ભારે થતા જાય છે. આવી એ ચેતનરાજની વર્તમાન સ્થિતિ થઈ રહી છે આવી સ્થિતિમાં આપણે સમતા અને ચેતનરાજને પચાસમા પદની આખરે મૂકી આવ્યા.

હવે આપણે ચાલુ પદ પર આવીએ.

આ પદ યોગમાર્ગમા લખાયેલું છે એમા બહુ અપૂર્વ ભાવ ભરેલો છે. એમા ધ્યાનનો પ્રાગતિક રસ્તો બતાવ્યો છે તે આપણે હમણા જ જોઈશુ. પ્રથમ ભાદ્રપદ માસની અંધારી રાત્રી શી ચીજ છે તે સમજીએ. એ અતિ દારુણ રાત્રી વર્તતી હોય ત્યારે ચારે તરફ અંધકાર લાગે છે, એમાં કોઈ વસ્તુનો સાચો ખ્યાલ આવતો નથી. શરીરપ્રવૃત્તિ, બહારની સ્થૂળ અગવડોને કારણે, થઈ શકતી નથી અને ચિત્તમા ભારે વ્યગ્રતા લાગ્યા કરે છે આવા પ્રકારની રાત્રી એટલે શું? એ ચેતનની વિભાવદશા છે જ્યા સુધી ચેતન પરવસ્તુને પોતાની માને છે અને તેમાં રમણ કરવામા આનંદ માને છે ત્યા સુધી એને ભાદ્રપદ માસની રાતો જ વર્ત્યા કરે છે એ

દશાનું સ્પષ્ટ પૃથક્કરણ કરી શકાય છે અને તેમ કરીને એને એસે દશામાં બરાબર ઓળખવાની આવશ્યકતા છે આ પદમાં સ્વભાવદશાની ચેતના પરભાવમાં રમણ કરતા ચેતનને યાદ કરી વસ્તુસ્વરૂપનું ભાન કરાવે છે અને એનું સુંદર પરિણામ આવે છે

આ પદમાં જે વિશિષ્ટ ભાવ વ્યવહારુ નજરે મૂક્યો છે અને તેમાં ચેતનની વિશિષ્ટ પરિસ્થિતિ સુધી નજર પહોંચાડી છે તે બરાબર સમજવા યોગ્ય છે. શુદ્ધ દશા ચેતનને અત્યારે દૂરથી જુએ છે એ નિર્માલ્ય સંસારરસમાં ખરડાઈ રહ્યો છે; એને ધન પુત્ર, પત્ની, વૈભવ પર પ્રેમ આવે છે; એને ખાવા પીવામાં, નાચવા કૂદવામાં, નાટક સિનેમા જોવામાં રસ પડે છે; એને મોટરગાડીમાં ફરવામાં જીવનના લહાવા દેખાય છે એને ધંધા કરવામાં એકતાન થાય છે એને જ્ઞાન, ભક્તિ, ક્રિયામાં જરા રસ લાગે છે તોપણ ત્યાં તાદાત્મ્યનો અભાવ, અલ્પભાવ કે વિરલતા દેખાય છે. આવી પરિસ્થિતિ અનંત ગુણના ધણીની કોઈ વિશિષ્ટ ચેતના પૂર્ણ ખેદ કરે છે. અત્યારે પતિ એવી દશામાં વર્તે છે કે એને પોતાના ખરા હોવું છે તેનો ખ્યાલ પણ બરાબર આવતો નથી. પતિની આવી દશા વર્તે એ વિશિષ્ટ ચેતનાની દૃષ્ટિએ ભાદરવા મહિનાની ઘોર અંધારી મેઘલી રાત છે એ રાત્રિમાં—એ વિવેકવિહીન દશામાં—શુદ્ધ ચેતનાને કેવા કેવા વિચારો આવે છે તેનું અત્રે વિવેચન કર્યું છે

એ વર્ણન કરવા પહેલાં વિવેક શું છે તે જરા તપાસી લઈએ. આપણે સોળમા પદમાં મિત્ર વિવેકને બાજુ પર રાખ્યો છે (પૃષ્ઠ ૨૨૮). આ જીવનમાં વિવેકને જો બરાબર ઓળખાય તો બેડો પાર થતાં વાર લાગે તેમ નથી. વાત એ છે કે આ ચેતન–પ્રાણી પોતાનું શું છે પારકું શું છે તેનું ભાન ભૂલી ગયો છે જે ઘર, વસ્તુ ધન આદિને એ પોતાના માને છે તેનો તેની સાથે અલ્પ કાળનો સંબંધ હોઈ તે તેના નથી. તે જ પ્રમાણે સ્નેહસંબંધ કે સગપણ અલ્પ કાળના છે તેના જે પાત્રો હોય તેને પોતાના ન કહી શકાય. આપણી નજરે આપણા અંતરંગના [ છેક નજીકના ] સ્નેહીઓ ચાલ્યા ગયા, અને આપણે બેસી રહ્યા. જીવનમાં એ ઉપરાંત સ્નેહસંબંધની અનિત્યતા બતાવનાર પાર વગરના પ્રસંગો આપણે અનુભવ્યા. ભાઈ–ભાઈના કજીયા, પિતા–પુત્રના કજીયા, મિત્ર–મિત્રના કજીયા અને એવા એવા અનેક પ્રસંગો પ્રત્યેકે એટલા અનુભવ્યા હશે કે આ જીવનમાં કોને પોતાના માનવા અને કોને પર માનવાં એની શંકા પડી જાય તેમ છે. જેને આવા અનુભવો નજરે ન પડ્યા હોય તેમને અહીં જણાવી દેવું પ્રાસંગિક ગણાય કે આ જીવનમાં સ્થાયી સંબંધની આશા રાખવી, એ પાણી વગરના મહેલને રચવાના મનોરથ તુલ્ય છે

ધનની અસ્થિરતા તો આ કાળમાં બહુ બતાવવી પડે તેમ નથી. આવી રીતે જે શરીરને અનેક ઉપચારોથી પોતાનું માની પોષવામાં આવે છે તે અનેક વાર દગો દે છે અને, બીજાઓના સંબંધમાં બનતું જોયું છે તેમ, અંતે એ અહીં પડ્યું રહે છે

આવી રીતે શરીરથી માંડી સર્વ વસ્તુ અને સર્વ સંબંધીઓનો પ્રસંગ અલ્પ કાળનો છે, એ સમજી લેવું, એ વિવેકજ્ઞાનનો પ્રથમ પાયો છે એ સર્વ સંબંધો, વસ્તુઓ અને

આનંદઘનનો મેળાપ સમતા સાથે થવાનો છે એમ તું સમજ. આનંદઘનમાં જે 'આનંદ' શબ્દ છે એ અતિ વિસ્તૃત અર્થમાં સમજવાનો છે. ચેતનના અનંત ગુણમાં રમણ કરવું તે એનો નિજાનંદ છે. એ આનંદને વ્યવહારના કોઈ પણ આનંદ સાથે સરખાવી શકાય તેમ નથી. સ્થૂળ આનંદ કરતાં માનસિક આનંદ ઉચ્ચતર છે; એનાથી આત્મિક આનંદ વિશિષ્ટ છે; એનાથી પાર ગયેલ અને અતિ વિશિષ્ટ પરમ આનંદ, જે સર્વ ત્યાગને પરિણામે પ્રાપ્ય છે તે આનંદ મહાતેજસ્વી, અનુપમેય, અવર્ણ્ય, અસ્ખલિત, અબાધિત, નિરવધિ અને પરમ પવિત્ર છે. એનાથી આગળ કોઈ આનંદ ન હોઈ એ સર્વના શિખર પર વિરાજિત છે. એ આનંદને પ્રાપ્ત કરવાનું અંતિમ ધ્યેય છે.

વિભાવદશા પૂરી થાય અને અનંત પ્રકાશરૂપ ભાનુનો ઉદય થાય ત્યારે એ આનંદનો ઘન સમભાવ સાથે પ્રાપ્ત થાય અને ત્યારે ચેતનાની આતુરતા ભાસતી રાત્રીઓ પૂરી થાય. અત્યારે તો એ નિશદિન જોઉં તારી વાટડી એમ બોલીને એનું માર્ગનિરીક્ષણ કરી રહી છે. જ્યારે પતિરાજ સન્મતે મળે ત્યારે એનો વિરહકાળ જરૂર ભાગશે, અને ભાંગશે ત્યારે હંમેશને માટે પતિ સાથે એનો ચિર સંબંધ થઈ જશે. આ વાત તું સમજ એમ છેવટે કહી આ ભાવપૂર્ણ પદની પર્યાપ્તિ કરવામાં આવી છે. અત્યારે ચેતના આશામાં રહી છે કોઈ દિવસ ભાનુનો ઉદય થશે એવી તેને ખાતરી છે. એ સંયોગે હાલ તો એ આતુરતાની સ્થિતિ રાતો પણ પસાર કર્યે જાય છે (૫)

ઉપસંહાર—આ વિભાવરાત્રી કોઈ પણ રીતે પૂરી થાય અને અંતિમ ધ્યેયરૂપ સાધ્ય ભાનુનો ઉદય થાય, એ આદર્શ નિરંતર સમીપ રાખવા યોગ્ય છે. સ્થૂળ જગતના પ્રસંગો રાગદ્વેષાવૃત સ્થિતિમાં એટલા આકર્ષક થઈ પડે છે કે એનો ત્યાગ ભારે મુશ્કેલ છે; પણ એમાં સાર નથી, આનંદ નથી, સ્થિરતા નથી, સ્થાયિતા નથી, અને એ સર્વ જાણવા છતાં અંધારામાં જ રહેવાનું થાય છે એ ભારે વિચિત્ર વાત છે. પણ છતાં એમ ને એમ વહ્યા જવાની ટેવ પડી છે તે જતી નથી. બાકી, જરા ઊંડા ઊતરીને વિચાર કરવામાં આવે અથવા અવલોકનની સાચી નિગાહથી આજુબાજુ જોવામાં આવે તો સ્પષ્ટ જણાય છે કે એ વાતમાં કાંઈ માલ નથી. ગમે તેમ કરીને આ વિભાવરીનો છેડો લાવવો ઘટે. અને એકવાર એનો છેડો આવ્યો એટલે પછી સર્વ રસ્તા ખુલ્લા થઈ જાય તેમ છે.

યોગીની નજરે સંત પછી તુરત ભાનુનો ઉદય દેખાય છે પણ ઘણાખરા એ સીધો માર્ગ લેતા નથી, લઈ શકતા નથી. તેવાઓને માટે વિસ્તારના અનેક માર્ગો છે. ત્યાગ વગર એ રસ્તા પ્રાપ્ય નથી અને ઘરમાં બેસી રહી ભાનુઉદય—આત્મદર્શનની આશા રાખવી એના જેવો ભ્રમ નથી. પોતાને યોગ્ય માર્ગ શોધી ગમે તે રીતે આ વિભાવ રાતના અંધારામાંથી પ્રકાશ પ્રાપ્ત કરવો આવશ્યક છે એ માર્ગનું દર્શન કરાવવાનો આ યોગપદનો આશય સમજાય છે (૫૧)

## પદ બાવનમુ

ભૂમિકા— આનંદ યોગનો બહુ રહસ્યભરપૂર શબ્દ છે. ચેતન એના અસલ સ્વરૂપે 'આનંદમય' છે એ આનંદ એટલે શું? એ સમજવાનો પ્રથમ પ્રયત્ન કરીએ. એકવીશમા પદની આખરે ગાન કર્યું કે—

> અનુભવગોચર વસ્તુકો રે જાણવો યહ ઈલાજ,
> કહન સુનનકો કછુ નહિ પ્યારે, આનંદઘન મહારાજ

ત્યા જે અનુભવગોચર વસ્તુની વાત કરી છે એમા કીધુ-કહ્યુ કાઈ ચાલે તેમ નથી. એ અનુભવગોચર વસ્તુનો ખરો ખ્યાલ તો સાક્ષાત્ અનુભવે જ આવે. સાકરનો સ્વાદ સાકર ખાવામા જ છે, એનુ વર્ણન ગમે તેટલુ કરવામા આવે, પણ જેણે સાકર ન ખાધી હોય, તેને એનો ખ્યાલ આપવો કે આપવો બહુ મુશ્કેલ છે લગભગ અશક્યની કોટિમાં આવે છે આપણે પામર જીવો એ કોટિમા છીએ, છતા પ્રયત્ન કરીએ.

એનો કાઈક ખ્યાલ કરવા વ્યવહારજીવન તરફ નજર કરીએ. સ્થૂળ જીવનવાળા પ્રાણીઓને ખાવાપીવામા આનંદ આવે છે. મીઠાના એવા શોખીન જોયા છે કે ગમે તે ભાવના મીઠા ખરીદી ખાશે ત્યારે એને આનંદ આવશે. દારૂની લતમા પડેલા ઘરબાર વેચી, સ્ત્રી સાથે ક્લેશ કરી છોકરાઓને ભૂખ્યા રાખી દારૂ પીશે અને તેમા આનંદ મેળવશે. આ સર્વ આનંદો ઇંદ્રિયજન્ય અથવા ઇંદ્રિય સબધી હોઈ સ્થૂળ છે.

સ્થૂળ આનંદમા ધનસચય, રમતગમતના અનેક પ્રસગો વગેરેનો સમાવેશ થાય છે આ સર્વ આનંદમા તરતમતા જરૂર હોય છે પણ એ સવ આનંદ જઘન્ય પ્રકારમાં આવે છે એ સવ આનંદ તદ્દન ક્ષણિક છે વ્યવહારુ છે અનિત્ય છે અને પૂરા થાય એટલે માત્ર સસ્કાર મૂકી જાય છે. દૂધપાક ખાધો એટલે વાત ખલાસ થઈ ગઈ ધનપ્રાપ્તિનો આનંદ થોડો વધારે વખત ચાલે છે તો એમા અન્ય આકાળામણોનો પાર નથી.

આનાથી ઉપરની કોટિમાં માનસિક આનંદ આવે છે એક વખત ભોગ આપીને સત્યને વળગી રહેવામાં આવે અથવા બોલવામા સયમ રાખવામાં આવે ત્યારે સ્થૂળ ભોગ અપાય છે, પણ મનમા ભારે આનંદ થાય છે. પ્રામાણિક વર્તન, નિરભિમાનતા, સ્પષ્ટવક્તૃત્વ, નિર્લોભવૃત્તિ, દભ રહિત જીવન, નિષ્કપટ ભાવ, મહાકષ્ટોસ્થીના પ્રસગોમાં ક્ષમા, કાયક પ્રસગોમાં ધૈર્ય દેશકાળની બાબતરી કરી વિવેકપૂર્વકનુ ઔદાર્ય દમના પ્રમાણમાં દાક્ષિણ્ય વગેરે વગેરે અનેક સદ્ગુણો માનસિક આનંદ આપે છે અને એની મુદત સ્થૂળ આનંદ કરતાં મોટી હોય છે એવા પ્રસગોએ મનમાં જે છાપ પડી જાય છે તે બહુ આનંદ આપનારી છે. સદ્ગુણોના સવ્યવહારમાં મન અને હૃદય બન્નેની એકતા થઈ જાય છે, એ ધ્યાનમા રાખવુ.

માત્ર માનસિક આનંદનો પ્રસગ નવીન શોધ કરવામાં, કોઈ મુશ્કેલ કોયડો ઉકેલવામાં

એના ઉદ્ગારમાં પતિ તરફ પ્રેમનાં દર્શન સાથે પતિની વર્તમાન સ્થિતિ તરફ અંતની શોક-ઊર્મિઓ અવકાશ રમાડે છે પણ એનો મુખ્ય ઉદ્દેશ તો પોતાની વિરહદશા પ્રદર્શિત કરવાનો જ છે. એ હજુ એવા ઉદ્ગાર કાઢી રહી હતી, ત્યાં ચાતકે અવાજ કર્યો એટલે શુદ્ધ ચેતનાને અંતરથી પ્રાણ નીકળી જતા હોય એવું દુઃખ થયું.

આ ચાતક કેવું?—એની ખરી શોધ કરવાની છે. શુદ્ધ ચેતનાને પતિનું ખરું સ્વરૂપ યાદ આપનાર વ્યક્તિ કાં તો સ્વાનુભવ હોઈ શકે અથવા વિશિષ્ટ જ્ઞાની હોઈ શકે. એ જ્યારે શુદ્ધ ચેતનરાજનું સ્વરૂપ વ્યક્ત કરે અથવા દર્શાવે ત્યારે શુદ્ધ ચેતનાની અંતરવ્યથા, એના પતિની દશાના વર્તમાન સ્મરણે, જરૂર પ્રાણહરણ કરે તેવી આકરી થઈ જાય. (૧-૨)

एक निसि प्रीतम नाउंकी हो, बिसर गई सुध नाउ;
चातक! चतुर बिना रही हो, पीउ पीउ पीउ पीउ पाउ    मारुंकी० ३

અર્થ—એક રાત્રે પ્રીતમના નામને વીસરી ગઈ એની સ્મૃતિ જ ન રહી. પણ હે ચાતક! પિઉ-પિઉ-પિઉ-પિઉ (અવાજ) પામીને (પણ) ચતુરપતિ વગરની જ રહી. (૩)

વિવેચન—એક રાત્રે તો એ ખરેખર પતિના વિરહથી એટલી વ્યાકુળ થઈ ગઈ કે એ પતિ નામની સ્મૃતિ-શુદ્ધિ પણ વીસરી ગઈ. પ્રાણીને ભારે હદથી વધારે ચાલુ દુઃખ પડે છે ત્યારે એ દુઃખમાં એટલો તરબોળ થઈ જાય છે કે દુઃખને પણ ભૂલી જાય છે. અતિ દુઃખમાં સબડતા કોઈ પણ જીવને અવલોકતા આ મહાન સત્ય પ્રાપ્ત થાય છે. તે વખતે વળી ચાતકે એને પતિની સ્મૃતિ આપી, પણ એની તો એ જ સ્થિતિ રહી. પતિરાજ વગરની એ રાત્રી પણ ગઈ. (૩)

एक समे आलापके हो, कीने अडाने गान;
सुघर बपीहा सुर धरे हो, देत है पीउ पीउ तान    मारुंकी० ४

અર્થ—એક સમે-એક વખત-તે વેળા ડહાપણ વગરનો વિલાપ કર્યો, પણ બપૈયો સુઘડ કોઈ સૂર મેળવે છે-કેળવે છે અને પિઉ-પિઉ તાન (ખાસી સારી) દે છે. (૪)

વિવેચન—બપૈયાના મનથી તો ડહાપણ વગરનું એક વખતનું ગાન થયું પણ આ વિરહાતુર વલ્લભાને એમાં પણ સમાન દુઃખની સાથે પોતાના દુઃખની મિલાવટ કરવાની તક

---

પાઠાંતર—નાઉંકી-નાઉંનકી. બીજી પ્રતિ અશુદ્ધ છે. એક પ્રતમાં આ પ્રમાણે છે: નીસ મધુર ચાતક બિના રહી હે પીઉ.

શબ્દાર્થ—નિસિ = રાત્રે. નાઉંકી = નામની. બિસર ગઈ = ભૂલી ગઈ, વીસરી ગઈ. સુધ = સ્મૃતિ. ચતુર = પતિ. પાઉ = પામતા = પામીને.

પાઠાંતર—સુઘર બપીહા-સુઘર પપીહા.

શબ્દાર્થ—એક સમે = એક વખતે. આલાપ = વિલાપ, રુદન. અડાને = વગર ડહાપણે. કીને = કર્યો. સુઘર = સુઘડ. બપીહા = બપૈયો (ચાતક પક્ષી). ધરે = મેળવે, કેળવે. તાન = બપૈયાનો શબ્દ છે.

મળી. બપૈયા ખરેખર સુભગ છે એ પોતાનો સૂર ફેલાવે છે અને તેમ કરીને ચેતના સાથે તાન પૂરે છે સંગીતમાં તાન લેવાથી ગાનનું માધુર્ય ખૂબ વધે છે એ જાણીતી વાત પર અત્ર ઉલ્લેખ છે જ્યારે પ્રેમનો ઉન્માદ થયા છે ત્યારે સંભાષણું ઊડી જાય છે ચાતકનો અવાજ સાંભળીને એ વિરહી સ્ત્રી પ્રાણ નીકળી જાય તેટલું દુઃખ થવાની સંભાવના કરે છે, તેજ બપૈયાનો અવાજ સાંભળીને જાણે તે પોતાના તાનમાં સૂર પૂરતો હોય એવી કલ્પના વિરહવેલીને કરાવે છે (૪)

रात विभाव विलात है हो, उदित सुभाव सुभान;
सुमता साच मते मिले हो, आए 'आनंदघन' मान          माहुकी० ५

અર્થ—વિભાવ (અંધારી) રાત ખપી જાય છે વીતી જાય છે અને સ્વભાવભાનુનો ઉદય થાય છે એટલે સમતાના સાચા મત (સાન) માં આવીને આનંદના પૂર મળી ગયા, એમ તું માન, સમજ (૫)

વિવેચન—પણ એ તાનમાં ભારે મજા આવી ગઈ પતિનો વિરહ આ શુદ્ધ ચેતનાના તાનમાં જ દૂર થઈ ગયો. જ્યારે ધ્યાનમાં ધ્યાતા, ધ્યેય ને ધ્યાનની એકતાનતા થાય છે ત્યારે જે પરિણામ થાય તે અત્ર થાય છે શુદ્ધ ચેતનાની એકતાનતા અત્ર પતિરાજ તરફ થાય છે પતિની વિભાવદશા પૂરી થાય છે એ સ્વસ્વરૂપ જુએ છે એને સ્વનો ખ્યાલ આવે છે એ બાહ્ય વસ્તુની અસારતા જોઈ-જાણી-અનુભવી એને સાચી નજરે જુએ છે. અને જેવો સાચો ખ્યાલ અંતરદૃષ્ટિથી આવ્યો કે અંધારી રાત પૂરી થાય છે.

અને રાત ગઈ એટલે સૂર્યનો પ્રકાશ થાય છે ત્યાં તો પછી સર્વ અવિદ્યાનો નાશ થઈ જાય છે સંસારદશા ઊઠી જાય છે પછી બહાર જોવાની ટેવ પૂરી થઈ જાય છે અને બાહ્ય દશાને બદલે અંતરદૃષ્ટિ આવી જાય છે; સ્વ-પરનું વિવેચન થઈ જાય, સ્વને ઓળખાય અને સ્વીકારાય, પરને પિછાનાય અને ત્યાગ કરાય અને એ માત્ર ઉપર ઉપરથી વાતો કરવા કે માત્ર જાણવારૂપે નહિ પણ વર્તન તરીકે પ્રાપ્ત થાય, એટલે રાત્રી પૂરી થઈ ગઈ ભાનુનો ઉદય થયો અને શુદ્ધ ચેતનાનો આનંદઘન સાથે મેળાપ થયો, ચેતનાની લાંબા વખતની વિરહદશા પૂરી થઈ અને શુદ્ધ ચેતનાના મનોરથ સિદ્ધ થયા.

અથવા ચેતના પોતાના મંદિરમાં બેસી પતિવિરહના ગાન કરતાં, નિઃશ્વાસ મૂકતાં છેવટે કહે છે કે જ્યારે આ વિભાવરાત પૂરી થશે અને વિવેકભાનુનો ઉદય થશે, ત્યારે

---

પાઠાંતર—સુભાન-સુભાનુ  માન-માનું

શબ્દાર્થ—વિભાવ = ભાવ પ્રકાશ વગરની, અંધારી. વિલાત = વીતી જાય છે પસાર થઈ જાય છે. સુભાવ = સુપ્રકાશવાળો. સુભાન = સુભાનુ, સૂર્ય. સુમતા = સમતાના. સાચમતે = સાચો અભિપ્રાય, સમસ્થાન. આએ = આવીને. આનંદઘન = આનંદનો પૂ. માન = સમજ લે, વિચાર, કલ્પ કર.

આનંદઘનનો મેળાપ સમતા સાથે થવાનો છે એમ તું સમજ. આનંદઘનમાં જે 'આનંદ' શબ્દ છે એ અતિ વિસ્તૃત અર્થમાં સમજવાનો છે. ચેતનના અનંત ગુણમાં રમણ કરવું તે એનો નિજાનંદ છે. એ આનંદને વ્યવહારના કોઈ પણ આનંદ સાથે સરખાવી શકાય તેમ નથી. સ્થૂળ આનંદ કરતા માનસિક આનંદ ઉચ્ચતર છે, એનાથી આત્મિક આનંદ વિશિષ્ટ છે, એનાથી પાર ગયેલ અને અતિ વિશિષ્ટ પરમ આનંદ, જે સર્વ ત્યાગને પરિણામે પ્રાપ્ય છે તે આનંદ મહાતેજસ્વી, અનુપમેય, અવર્ણ્ય, અસ્ખલિત, અબાધિત, નિરવધિ અને પરમ પવિત્ર છે. એનાથી આગળ કોઈ આનંદ ન હોઈ એ સર્વના શિખર પર વિરાજિત છે. એ આનંદને પ્રાપ્ત કરવાનું અંતિમ ધ્યેય છે.

વિભાવદશા પૂરી થાય અને અનંત પ્રકાશરૂપ ભાનુનો ઉદય થાય ત્યારે એ આનંદનો ઘન સમભાવ સાથે પ્રાપ્ત થાય અને ત્યારે ચેતનાની અમાસના માસની રાત્રીઓ પૂરી થાય. અત્યારે તો એ નિશદિન જોઉં વાટડી એમ બોલીને એનું માર્ગનિરીક્ષણ કરી રહી છે જ્યારે પતિરાજ સાથમતે મળે ત્યારે એનો વિરહકાળ જરૂર ભાંગશે, અને ભાંગશે ત્યારે હંમેશાને માટે પતિ સાથે એનો ચિર સંબંધ થઈ જશે. આ વાત તું સમજ. એમ છેવટે કહી આ ભાવપૂર્ણ પદની પર્યાપ્તિ કરવામાં આવી છે. અત્યારે ચેતના આશામાં રહી છે. કોઈ દિવસ ભાનુનો ઉદય થશે એવી તેને ખાતરી છે. એ ભરોસે હાલ તો એ અમાસની સિયાહી રાતો પણ પસાર કર્યે જાય છે. (૫)

ઉપસંહાર—આ વિભાવદશા કોઈ પણ રીતે પૂરી થાય અને અંતિમ ધ્યેયરૂપ સાધ્ય ભાનુનો ઉદય થાય, એ આશય નિરંતર સમીપ રાખવા યોગ્ય છે. સ્થૂળ જગતના પ્રસંગો રાગદ્વેષજનિત સ્થિતિમાં એટલા આકર્ષક થઈ પડે છે કે એનો ત્યાગ ભારે મુશ્કેલ છે; પણ એમાં સાર નથી, આનંદ નથી, સ્થિરતા નથી, સ્થાયિતા નથી, અને એ સર્વ જાણવા છતાં અંધકારમાં જ રહેવાનું થાય છે એ ભારે વિચિત્ર વાત છે. પણ છતાં એમ ને એમ ચલાવી લેવાની ટેવ પડી છે તે જતી નથી. બાકી, જરા ઊંડા ઊતરીને વિચાર કરવામાં આવે અથવા અનુભવીજનની સાચી નિશ્રાથી આજુબાજુ જોવામાં આવે તો સ્પષ્ટ જણાય છે કે એ વાતમાં કાંઈ માલ નથી. ગમે તેમ કરીને આ વિભાવરીનો છેડો લાવવો ઘટે. અને એકવાર એનો છેડો આવ્યો એટલે પછી સર્વ રસ્તા ખુલ્લા થઈ જાય તેમ છે.

યોગીની નજરે સત પછી તુરત ભાનુનો ઉદય દેખાય છે પણ સંસારરસિક એ સીધો માર્ગ લેતા નથી, લઈ શકતા નથી. તેવાઓને માટે વિશ્વના અનેક માર્ગો છે. ત્યાગ વગર એ રસ્તા પ્રાપ્ય નથી અને ઘરમાં બેસી રહી ભાનુઉદય—આત્મદર્શનની આશા રાખવી એના જેવો ભ્રમ નથી. પોતાને યોગ્ય માર્ગ શોધી ગમે તે રીતે આ વિભાવ રાતના અંધકારમાંથી પ્રકાશ પ્રાપ્ત કરવો આવશ્યક છે. એ માર્ગનું દર્શન કરાવવાનો આ યોગપદનો આશય સમજાય છે. (૫)

# ૫૨ બાવનમું

ભૂમિકા— આનંદ યોગનો બહુ રહસ્યભરપૂર શબ્દ છે. ચેતન એના અસલ સ્વરૂપે 'આનંદમય' છે એ આનંદ એટલે શું ? એ સમજવાનો પ્રથમ પ્રયત્ન કરીએ. યોગીશ્રી આ પદની આખરે ગાન કર્યું કે—

> અનુભવગોચર વસ્તુકો રે જાનવો યહ ઈલાજ;
> કહન સુનનકો કછુ નહિ પ્યારે આનંદઘન મહારાજ

ત્યાં જે અનુભવગોચર વસ્તુની વાત કરી છે એમાં કીધું-કહ્યું કાંઈ ચાલે તેમ નથી. એ અનુભવગોચર વસ્તુનો ખરો ખ્યાલ તો સાક્ષાત્ અનુભવે જ આવે. સાકરનો સ્વાદ સાકર ખાવામાં જ છે; એનું વર્ણન ગમે તેટલું કરવામાં આવે, પણ જેણે સાકર ન ખાધી હોય, તેને એનો ખ્યાલ આપવો કે આપવો ઘણો મુશ્કેલ છે, લગભગ અશક્યની કોટિમાં આવે છે આપણે પામર જીવો એ કોટિમાં છીએ, છતાં પ્રયત્ન કરીએ.

એનો કાંઈક ખ્યાલ કરવા વ્યવહારજીવન તરફ નજર કરીએ. સ્થૂળ જીવનવાળા પ્રાણીઓને ખાવાપીવામાં આનંદ આવે છે મીઠાઈના એવા શોખીન લોકો છે કે ગમે તે ભાવના મીઠાઈ ખરીદી ખાશે ત્યારે એને આનંદ આવશે. દારૂની લતમાં પડેલા ઘરબાર વેચી, સ્ત્રી સાથે કલેશ કરી, છોકરાઓને ભૂખ્યા રાખી દારૂ પીશે અને તેમાં આનંદ મેળવશે. આ સર્વ આનંદો ઇંદ્રિયજન્ય અથવા ઇંદ્રિય સંબંધી હોઈ સ્થૂળ છે

સ્થૂળ આનંદમાં મનસ્વાદ, રમતગમતના અનેક પ્રસંગો વગેરેનો સમાવેશ થાય છે. આ સર્વ આનંદમાં તરતમતા જરૂર હોય છે પણ એ સર્વ આનંદ જઘન્ય પ્રકારમાં આવે છે. એ સર્વ આનંદ તદ્દન ક્ષણિક છે બનાવટી છે અનિત્ય છે અને પૂરા થાય એટલે માત્ર સંસ્કાર મૂકી જાય છે. દૂધપાક ખાધો એટલે વાત ખલાસ થઈ ગઈ મનપ્રાપ્તિનો આનંદ થોડો વધારે વખત ચાલે છે તો એમાં અન્ય અકળામણોનો પાર નથી.

આનાથી ઉપરની કોટિમાં માનસિક આનંદ આવે છે. એક વખત ભોગ આપીને સત્યને વળગી રહેવામાં આવે અથવા બોલવામાં સંયમ રાખવામાં આવે ત્યારે સ્થૂળ ભોગ અપાય છે પણ મનમાં ભારે આનંદ થાય છે. પ્રામાણિક વર્તન, નિરભિમાનતા, સ્પષ્ટવક્તૃત્વ, નિર્લોભવૃત્તિ, દંભ રહિત જીવન, નિષ્કપટ ભાવ, મહાઉશ્કેરણીના પ્રસંગોમાં ક્ષમા, દાવાદ પ્રસંગોમાં ધૈર્ય દેશકાળની ગણતરી કરી વિવેકપૂર્વકનું ઔદાર્ય કઠણ પ્રસંગમાં દાક્ષિણ્ય વગેરે વગેરે અનેક સદ્ગુણો માનસિક આનંદ આપે છે અને એની મુદત સ્થૂળ આનંદ કરતાં મોટી હોય છે. એવા પ્રસંગોએ મનમાં જે છાપ પડી જાય છે તે બહુ આનંદ આપનારી છે. સદ્ગુણોના સવ્યવહારમાં મન અને હૃદય બંનેની એકતા થઈ જાય છે એ ધ્યાનમાં રાખવું.

માત્ર માનસિક આનંદનો પ્રસંગ નવીન શોધ કરવામાં, કોઈ મુશ્કેલ કોયડો ઉકેલવામાં

આ ધીમે ધીમે વધતો આત્મસ્વરૂપનો પ્રકાશ પામતો આનંદ આ અદ્ભુત પદનો વિષય છે અને આનંદઘન નામમાં જ સારે ચિહ્ન ગાન છે. આનંદ શબ્દ યોગમાં શોભે છે એ આંતરગમ્ય વસ્તુ છે એ વસ્તુતઃ અવર્ણ્ય છે એ મહાન શબ્દનો વિસ્તાર 'ઘન' શબ્દમાં છે આનંદની માત્ર એક લહરી નહિ, જગતમાં પડેલા ભ્રમિત સંસારિક જીવાત્માની થોડી આકસ્મિક પળ નહિ, પણ એનો સમૂહ, એનો જથ્થો.

ચોમાસામાં કોપરેલ ઠરી જાય અથવા ઘી જામી જાય તેને 'ઘન' કહી શકાય એવી રીતે આનંદનો સમૂહ, એનું ઘન થઈ જાય અને ચારે તરફ વાતાવરણમાં પણ નિર્વિશેષ શાંતિ—આત્મસુખરમતા અનુભવાય એ આનંદઘન છે આનંદનું ઘન છે આનંદનો નિરંતર થતો વિકાસ છે આનંદની રેલછેલ છે એ આનંદના સમૂહનો વિચાર કરવાથી, એ આનંદસમુદ્રમાં પડવાથી અને જેમને એ આનંદ પ્રાપ્ત થયો હોય તેનો વિચાર કરવાથી આનંદમય થઈ જવાય છે. એ આનંદમય—કર્મમળથી રહિત થયેલ—સિદ્ધ આત્મદશા છે. ત્યાં એ આનંદ એની પરાકાષ્ઠાએ પ્રાપ્ત થાય છે મતલબ, આનંદઘન એટલે અનંત આનંદમય સિદ્ધ આત્મા એમ સમજવું

કોઈને અહીં પ્રશ્ન થાય કે આ પદના પ્રણેતાએ પોતે સિદ્ધ યોગ્ય નામ શા માટે રાખ્યું હશે? એનો જવાબ આ પદ આપે છે મારે જો પ્રશ્ન થવાની ઇચ્છા હોય તો હું પ્રશ્ન તાની વાત કરું; મારે ધનની ઇચ્છા હોય તો ધનપતિ નામ રાખું આવા ઉપનામો સહજ છે અને પ્રાણીની મનોરથશ્રેણિના બોધક છે શ્રી કર્પૂરવિજયે સત પદો ચિદાનંદના નામથી લખ્યા; શ્રી લાભાનંદે સર્વ પદો 'આનંદઘન'ના ઉપનામથી લખ્યાં, એ સર્વ સાધ્યનું લક્ષ્યત્વ બતાવે છે. એમને પોતાના નામની પરવા નહોતી. એમના જીવનનું જે સાધ્ય હતું તે નામ તેમણે રાખ્યું છે. અને આ પદને અંતે લાભ—આનંદઘન કહી તે વાત સ્પષ્ટ કરી છે.

પદ

(રાગ—જયજયવંતી)

मेरे प्रान आनंदघन, तान आनन्दघन * (टेक)
मात आनन्दघन, तात आनन्दघन;
गात आनन्दघन, जात आनन्दघन मेरे० १

અર્થ—મારો આનંદઘન પ્રાણ સમાન છે મારી તલ્લીનતા આનંદઘન છે મારી માતા આનંદઘન છે. મારા પિતા આનંદઘન છે મારા શરીરનો બાંધો આનંદઘન છે. મારી જાતિ (સ્વરૂપ) આનંદઘન છે. (૧)

વિવેચન—આ પદ અદ્ભુત છે. એમાં લક્ષ્ય સાથે એકાકાર બતાવ્યો છે પ્રથમ શરૂઆત પ્રાણથી કરી. મનુષ્યને દસ પ્રાણ છે. પાંચ ઇંદ્રિય, મન-વચન-કાયાનાં બળો,

* આ પદના શબ્દો સરળ જેવા છે, વિશેષ નોંધ અત્ર આપવાની જરૂર નથી.

આયુષ્ય અને શ્વાસોશ્વાસ. અજીવ-જડમાં અને ચૈતન્યમાં તફાવત પાડનાર આ પ્રાણો છે આ સર્વ પ્રાણો આનંદમય છે. એને ઇંદ્રિયોમાં આનંદ દેખાય છે એ વિશ્વમાં આનંદ જુએ છે એના મનમાં આનંદ છે, એની વાણીમાં આનંદ છે એના આખા શરીરમાં આનંદ છે, એના શ્વાસોશ્વાસમાં આનંદ છે અને એનું આખું જીવન આનંદમય છે એને તાન પણ આનંદનું જ લાગે છે જ્યાં મન-વચન-કાયામાં આનંદ હોય ત્યાં તાન બીજી કઈ બાબતનું હોય? એ પોતાની સર્વ ભાવના આનંદમય કરી દે છે અનાહત નાદ એને આનંદમાં ઉતારી દે છે. એને અંદરથી જાપ પણ આનંદનો જ હોય છે એક વસ્તુનું તાન લાગે ત્યારે આખી દુનિયામાં બીજી ચીજ સૂઝતી નથી.

માતાનો પ્રેમ સર્વથી ઉત્કૃષ્ટ છે; માતૃપ્રેમનો બદલો વળી શકે તેમ નથી; અને તેથી સ્વાભાવિક રીતે માતાની પૂજા થાય છે વ્યવહારમાં જે સ્થાન બાળકની અપેક્ષાએ માતા લે છે તે સ્થાન સાધ્યદૃષ્ટાના સંબંધમાં આનંદ લે છે એ આનંદને મૂર્તિમાન શક્તિ તરીકે પૂજે છે એને પિતા સ્થાને પણ આનંદ જ છે બન્ને પૂજ્ય સ્થાનો એ આનંદને આપે છે એને અસ્થિ-મજ્જામાં આનંદની લય લાગી હોય છે તેથી એનાં ગાત્રો પણ આનંદમય જ હોય છે એના શરીરના પ્રત્યેક અવયવમાં આનંદ હોય છે અને વાત એટલે સુધી થાય છે કે ખુદ એની જાત પણ આનંદમય થઈ જાય છે આખું શરીર, આખી વિચારમાળા અને આખો વાણીવિલાસ આનંદમય થઈ જાય છે (૧)

राज आनन्दघन, काज आनन्दघन;
साज आनन्दघन, लाज आनन्दघन मेरे० २

અર્થ—મારું રાજ આનંદઘન છે. મારું સર્વ કાર્ય આનંદઘન છે મારી સર્વ સામગ્રી આનંદઘન છે મારી સર્વ લાજ-મર્યાદા આનંદઘન પર નિર્ભર છે (૨)

વિવેચન—એને આનંદમાં આખી દુનિયાનું રાજ લાગે છે જાણે પોતે રાજવૈભવ અનુભવતો હોય, જાણે એ વિસ્તાર ઉપર પોતે રાજ ભોગવતો હોય એવું એને લાગે છે એનું કર્તવ્યસર્વસ્વ આનંદનો તાન છે એને આનંદનો રસ એવો લાગે છે કે બીજું કામકાજ એને છાશબાકળા જેવું લાગે છે એની સર્વ સાધનસામગ્રી પણ આનંદમય જ છે. કોઈ પણ કાર્ય માટે તત્પ્રાયોગ્ય સામગ્રી જોઈએ છે યોગીનો સાજ આનંદ છે એની મર્યાદા પણ આનંદની જ હોય છે એ જ્યાં જુએ ત્યાં આનંદ જ દેખાય છે. એના દૃષ્ટિબિંદુમાં છેવટની મર્યાદા આનંદમય જ હોય છે પ્રારંભથી તે છેવટ સુધી આનંદમય એનો માર્ગ છે (૨)

आभ आनन्दघन, गाभ आनन्दघन;
नाभ आनन्दघन, लाभ आनन्दघन मेरे० ३

અર્થ—મારું આકાશ (ગગન) આનંદઘન છે મારાં પહેરવાનાં વસ્ત્રો આનંદઘન છે

મારું નાભિકમળ આનંદઘન છે અને મારો સર્વસ્વ લાલ આનંદઘન છે (૩)

વિવેચન—એ દૃષ્ટિમર્યાદા ઠેઠ આકાશ સુધી જાય તો ત્યાં પણ એને આનંદ જણાય છે એનું વિશ્વ આનંદમય જ છે. એનાં કપડાં પણ આનંદમય જ હોય છે એણે શું પહેર્યું એનું એને ભાન પણ હોતું નથી, કારણ કે એની નાભિથી નીકળી આનંદ આકાશ સુધી જાય છે અને એની કમાણીમાં આનંદ જ છે વ્યાપારી કે ધીરધાર કરનાર જેમ સરવૈયામાં નફો કેટલો મળ્યો તેની પ્રતીક્ષા કરે છે તેમ આ યોગવ્યાપાર કરનારના નફામાં આનંદ જ હોય છે (૩)

ઉપસંહાર—જ્યારે આનંદની હદ લાગે ત્યારે સર્વસ્વ અર્પણ થાય છે. આખા વિશ્વમાં અને પોતામાં અને પોતાના વાતાવરણમાં આનંદ દેખાય છે આ સ્વાર્પણમાં કલ્પાય શકે તેટલો આનંદાનુભવ ઓછો થાય છે એમાં અહંભાવ ન હોય, એમાં મનોવિકાર ન હોય, એમાં લોકપ્રશંસાની એષણા ન હોય, એમાં મનને મનાવી લેવાના ભાગ ન હોય, એમાં નિરતિશય પ્રેમ હોય. જ્યાં સુધી પ્રમાદ કે દુન્યવીત્વ હોય ત્યાં સુધી આ આનંદને સ્થાન નથી. જ્યાં સુધી આનંદમય જીવન બનવાની ઉમ્મેદ ન થાય ત્યાં સુધી અનેક ભાગાભાગો કરવામાં આવે છે આનંદરસના લિપ્સુનાં જીવન અનેરાં હોય છે દુનિયા એને ગાંડો કહે કે મૂર્ખ કહે, એના તરફ એની નજર જ હોતી નથી. એની એને પડી નથી એમ કહેવું એ પણ બિનજરૂરી છે. પડવાની વાત કરીએ ત્યારે લાગે એમાં પણ કાંઈ કર્તવ્ય હોય એવો ભાસ થઈ જાય છે આ લબ્ધલક્ષ્ય યોગીનું આંતરરાજ્ય વ્યવહારથી પર હોય છે અને એવા આનંદરસના પિપાસુને જાણવા, સમજવા કે ઓળખવા એ પણ જીવનનો એક લહાવો છે; અને એ માર્ગે ગમન કરવું એમાં જીવનનું સાર્થક્ય છે

લાલને આનંદ પાછળ જીવન અર્પ્યું હતું લાલનો આનંદ આનંદમય હતો, આનંદઘન હતો, એ એનો પરમાત્મા હતો, એ જ એનો પરમ સાધ્ય હતો અને એ એણે અહીં માર્ગ બતાવ્યો છે લાલ 'ને—લાલાનંદ' નામને એમણે આ સ્થાનકે જ યાદ કર્યું છે કારણ કે એ ગાન કરતાં એને એની આનંદ સામે એકતા કરવી હતી. આવા વિશિષ્ટ પ્રવાહમાં આત્મનિમજ્જન કરનાર યોગીને માત્ર વ્યવહારમાં રસ લેનાર નિંદકગામી આદિ ગમે તેવું ઉપનામ આપે; આપણે તેમને યાદ કરીને આ અતિ વિશાળ પદની ભાવનાને ક્લિષ્ટ ન કરીએ. આનંદ યોગનો અતિ ઉચ્ચ કક્ષાનો શબ્દ છે. એને ઓળખવામાં મજા છે એને જીવવામાં રસ છે અને એને પોતામય કરવામાં સિદ્ધિ છે. અબ હમ અમર ભયે, ન મરેંગે એવું વિશિષ્ટ ગાન જે યોગીની અંદર બિંદુઓમાંથી નીકળે, તે જ આખા વિશ્વને, પોતાના શરીરને અને નાભિથી માંડી નખશિખ અંગને આનંદમય લેખી શકે. એ મહાન યોગીને આપણે વધાવીએ.

પૂજ્ય શ્રી ગંભીરવિજયજીએ આ પદ આખું સમતાના મુખમાં મૂક્યું છે નોંધ કરે છે કે "સમતાનો અને આનંદઘનનો એક મત મળ્યો. ત્યારે સમતા માને છે કે મારે આવ

દુશ્મનને પકડીને સ્વામીજીને (ચેતનરાજને–પતિદેવને) સોંપ્યુ, સામાનુ માથુ કાપી પતિદેવના હાથમાં એણે મૂકી આપ્યુ (૧)

વિવેચન—ખરેખર મોટી વહુ સમતાએ ભીષણ આતરયુદ્ધ ચલાવી અતે મારા મહારાજાને હેરાન–પરેશાન કરી પોતે ધાર્યું હતુ તે પ્રમાણે જ કર્યું એ માટે પ્રથમ તો એ સુમતા મારા પેટમાં પેસી ગઈ અને બરાબર ઓળખી લીધી, મારા આખા પરિવારનો ભેદ જાણી લીધો ચેતન અને મારો જબરો મેળો થઈ ગયો હતો તેમા આતરા પડાવવા માંન્યા. પછી જ્યારે એનો લાગ આવ્યો ત્યારે એણે માર માથુ વાઢી, એના દુશ્મન (મોહરાય)ને પકડી સ્વામીને વશ્ણે ધરી દીધુ; અને આ રીતે મારો તો પગ જ ચેતનના ઘરમાથી હમેશને માટે દૂર કર્યો.

જ્યારે મહામોહ અને મહાપરિગ્રહ પર સત્તા ચેતનરાજના હાથમાં આવે ત્યારે આ સ્થિતિ પ્રાપ્ત થાય છે એમ થવા માટે મમતાને ઓળખવી પડે છે, એ ચોડો વખત સુખ આપનારી છે, પણ પરિણામે આપદામા નાખનારી છે એણે આપેલા કે બતાવેલાં પૌદ્ગલિક સુખમાં સાચુ સુખ નથી એ વાત સમજવી જોઈએ; અને એ સમજણ સુમતિ કરી આપે છે. સદાગમના સહકારથી, બુદ્ધિદેવીના પરિચયથી, વિવેકના પ્રકાશથી જ્યારે સ્વ પરની પિછાણ થાય ત્યારે વાસ્તવિક સુખ ક્યારે અને કેમ મળે તેનો સ્પષ્ટ નિર્ણય થાય છે. નિર્ણય થયા પછી તેને વળગી રહેવાની ચીવટ જાગે છે અને, અંતે ધમપછાડા અને અનેક સ્ખલનાઓ કરતાં, આખરે મમતા પર વિજય થાય છે આવી સ્થિતિ સમ્યગ્જ્ઞાનને પરિણામે થાય. તે મમતાના મસ્તકને કાપી નાખવા બરાબર છે અને ખરેખર વૈરી મહામોહને પકડી કેદ કરવા બરાબર છે મમતાનુ આવી રીતે પાડવાણુ મસ્તક જ્યા સુધી ચેતનરાજના હાથમાં ન આવે ત્યા સુધી ખરો ત્યાગ થતો નથી. વચ્ચે વચ્ચે જરા ઉપર ઉપરનો વૈરાગ્ય થઈ આવે, ત્યારે ચેતન સ્વસ્થ જણાય, પણ પાછો એ વિભાવમા ઊતરી જાય છે એમ કરતા જ્યારે એ મમતાને બરાબર ઓળખી એનો સર્વથા ત્યાગ કરે, ત્યારે એના પર હમેશનો વિજય થાય છે આ વાત ક્ષીણમોહ ગુણસ્થાનકે થાય છે એ વાત મુશ્કેલ છે પણ પરમ ઇષ્ટ અદ્ભુત સાધ્ય છે અને સર્વ ક્લેશોનો અત લાવનાર પ્રાપ્ય પરિસ્થિતિ છે[1] (૧)

---

૧ પ મગનિવિજયની નોટમાં એક નવીન પાઠ અને સરસ અર્થ લખેલ છે એમાં પ્રથમ પંક્તિમાં પાઠ આ પ્રમાણે આપેલો છે પેટમેં પેસી મસ્ત કર દેખી —એ પ્રમાણેના પાઠનો અર્થ કર્યો છે સમતાએ પેટમાં પેસી તેનો સાર સમજી લઈ અને મસ્ત થઈ એટલે તેમાં મગ્ન થઈ પછી એ મશ્કરી (હાંસી) કરે આમ અર્થ બતાવ્યો છે આ પ્રમાણે પણ વાત બરાબર બેસી જાય છે સમતા સામેવાળાના પેટમાં પેસી ગઈ મમતાનું સ્વરૂપ સમજી ગઈ મમતાના મહારાજાને ઓળખી ગઈ પછી ત્યાં મસ્ત થઈ ગઈ અને પછી તો એણે મમતાની હાંસી–મશ્કરી કરવા માંડી. આ અર્થ સરસ છે પણ એમાં પછીની પંક્તિમાં 'લિયુ ભિલાવલું કમ મસ્તક' ની સાથે નથી અને આખી વાત બેસ વસ્તી બની જાય છે મતમાં મસ્ત કરે દેખી એવો પાઠ જરૂર છે પણ દેખી નો અર્થ હાંસી કરી થાય તેમ કોષ જણાવતો નથી. અને એવો અર્થ કરવા જતાં બીજી પંક્તિ બાંધવી મુશ્કેલ થઈ જાય છે એક દ્રષ્ટિબિંદુ તરીકે આ અર્થ વિદ્વાન વાચકની વિચારણા માટે નોંધી લીધો છે —વિવેચનકાર.

જ્યારે શોક હોય છે ત્યારે બેમાંથી એક મોટી (Senior) કહેવાય છે બીજી નાની બહેન (Junior) કહેવાય છે ચેતના કે સુમતિ અસલ ધર્મે તો પ્રથમની પત્ની છે તેના ઉપર શોક આવે એટલે સમતાનાં માનપાન તો જરૂર ઓછાં થાય, છતાં એ મોટી બહેનને સ્થાને જ ગણાય છે. નવીજૂનીની સાથેના વર્તાવની આ વ્યવહારુ રીત છે એમાં નવીના માન વધારે હોય છે છતાં મોટાં વહુ તો જૂની સ્ત્રી જ ગણાય છે. અહીં શુદ્ધ ચેતના કે સુમતિ કે સમતા, એ સર્વે પર્યાયવાચી શબ્દો છે તેને મોટી વહુને સ્થાને સમજવી. ખૂબ માનમરતબો પામેલી, સ્વભાવે વેશ્યા જેવી મમતા જ્યારે પુરસ્કારમાં હોય છે ત્યારે એના ધમધમાટ ભારે જબરા હોય છે પણ જ્યારે ત્યાગ, વૈરાગ્ય ચેતનમાં પ્રધાનપદે આવે છે ત્યારે મોહનું પરિબળ નહિવત્ બની જાય છે ત્યારે કષાય અને નોકષાય ઢીલા પડી જઈ અંતે નાશના પાટા પર આવી જાય છે ત્યારે પરભાવ દૂર થઈ આત્મરમણતા જાગ્રત થાય છે ત્યારે મમતાનાં માન ધીમે ધીમે ઘટતાં જાય છે મમતા અંતે વીસરાઈ જાય છે.

આ સ્થિતિ બે પ્રકારની કોઈ જરા ખુલાસો માગે છે કેટલીક વાર સમજણવાળો દીર્ઘદર્શી ચેતન ખૂબ વિચાર કરી ચેતનાને અનુસરે છે અને મોહ પર જરા વિજય કરે છે પણ વળી પાછો સાંસારિક બનાવ બને કે એ મમતાની નજીક આવ્યો જાય છે. આવા ઉપશમભાવ આવે અને જાય. કોઈ વાર મમતાનું જોર થઈ જાય, વળી પાછી સમતા આવે, એ પ્રમાણે સમતા-મમતાની વચ્ચે કશમકશ કરાવાતો ચેતન હિંડોળે ચઢે છે અને મમતાને પણ સ્થાન આપે છે આવી સ્થિતિને ક્ષાયોપશમિક ભાવ કહેવામાં આવે છે એમ કરતાં કરતાં જ્યારે કોઈ વાર અચિંત્ય આત્મવીર્યની સ્ફુરણા થાય ત્યારે મોહ-મમતા પર ક્ષાયિક ભાવે વિજય પ્રાપ્ત થાય છે અને અંતે જ્યારે મોહરાજના લશ્કરનો કચ્ચરઘાણ થઈ જાય છે, એનો નાશ થઈ જાય છે ત્યારે નરમઘેંસ થયેલી માયા-મમતા પોતાની શોક સુમતિ-સમતાને ઉદ્દેશીને વદન કરતાં થઈ આ પ્રમાણે બોલે છે —

પદ

( રાગ-સોરઠી )

मोरी बहुए मनगमतुं कीधुं, मोरी बहुए॰
परमें पेसी मस्तक रेंसी, वेरी साही सामीमीने कीधुं मोरी १

અર્થ—મોટી વહુ (સમતા)એ અંતે પોતાને ગમે તેવું કર્યું એણે સામાના (દુશ્મન-શોક-મમતા-કુમતિના) પેટમાં પેસી—એનું રહસ્ય જાણી લઈ—એનું માથું કાપીને અને

---

પાઠાંતર—પ્રતમાં બાર રે શબ્દ શરૂઆતમાં વધારે છે તે છાપેલ પુસ્તકમાં નથી. પ્રત પ્રમાણે પાઠ—બાર રે મોરી બહુએ મનગમતું કીધું મોરી—મહોરી. રેંસી—રેહેંસી રેસી. સાહી—સાઈ [illegible]

શબ્દાર્થ—મોરી બહુ=સમતા, (મમતાની શોક) મનગમતું=પસંદ આવે તેવું, મનને ગમે તેવું કીધું=કર્યું. પરમેં પેસી=પેટમાં ઊતરી, રહસ્ય મસ્તક માનથી માથું જાણી લઈ રેંસી=કાપી. વેરી=દુશ્મન. સાહી=પકડી.

એ તમને કેવા રખડાવનારા છે! એ તમારા સર્વ દુખના મૂળ છે વગેરે. લાગ આવે ત્યારે મને જણાય તેમ આવા આવા છણકા કર્યા જ કરે અને વળી કતરાતી આંખે એવું સ્વરૂપ ધારણ કરે કે એનાથી પતિદેવનુ મન જ વીંધાઈ જાય.

આ છરવી આંખે મનડું વીંધવા'ની વાત ખૂબ મહત્વની છે જ્યા સુધી સુમતિ ચેતનરાજનું મન વીંધી એને એકાગ્ર ન કરે, એના પર વિજયપ્રાપ્તિ ન થાય, ત્યા સુધી મમતા પાછી આવ્યા વગર રહેવી નથી. આ ગાથા પ્રમાણે પોતાનુ સામ્રાજ્ય સ્થાપવા માટે સુમતિએ નીચે પ્રમાણે કામો કર્યા :—

(૧) સુમતિએ પતિના ખોળામા બેસી મીઠી મીઠી વાતો કરી.

(૨) એ મીઠી વાતમાં મુખ્ય સ્થાન સ્વરૂપદર્શનને આપ્યું

(૩) એણે ભાવનાને અગ્રસ્થાન આપી અનિત્ય, અશરણ, એકત્વ અન્યત્વ અને સસારાદિ સાચા સ્વરૂપો પતિ પાસે વારવાર ગાઈ બતાવ્યાં.

(૪) એણે ચેતનને તેનું પોતાનું શુ છે અને પારકુ શુ છે ક્ષણિક શુ છે અને સ્થાયી શુ છે તે સમજાવ્યુ

(૫) જે ભાવો ગ્રામે પતિનો લાબા કાળનો પરિચય હતો તેની નશ્વરતા, કુત્સિતતા અને બહુચ્છાપણાનાં એણે આકરા દર્શન કરાવ્યા.

(૬) એણે પતિને વારવાર અનુભવનો રસ પાયા કર્યો અને તે વાતને મજબૂત કરવા અનેક દાખલા આપતી રહી.

(૭) એણે બની આવે ત્યારે, મારા પર છણકા પણ કર્યા, પતિદેવની પાસે મને હલકી પાડી બતાવી મારામા કાઈ રૂપ કે સાર નથી, મારા મહત્ત્વાકાંક્ષી મતલબી અને અધમ છે એમ અનેક વાર બતા યું અને મારુ આખુ વાતાવરણ ચેતનરાજ જેવા મહાપુરુષની સગ્ન વાને માટે અનુચિત અને અસ્પૃશ્ય છે એમ જણાવ્યા કર્યું

(૮) એ મને ખોટી પાડે અને ચેતનરાજની સર્વ આપત્તિ અને રખડપાટનું કારણ હું છુ એમ ઉઘાડી રીતે બતાવ્યા કરે.

(૯) એણે કતરાતી આંખે ચેતનને વારવર કમ વગરના કરી અંતરથી એનુ વીર્ય વધારવા કહ્યું, ચેતનની ખરી તાકાત પાસે મારો આખો પરિવાર અને હું પોતે નકામાં છીએ એમ બતાવ્યુ.

(૧ ) અને એણે મીઠી વાતો એવી સિફતથી આણી રાખી કે એણે ચેતનરાજનું મન વીંધી નાખ્યુ.

આ છેલ્લી મનડુ વીંધવાની વાત બહુ ઉચ્ચ કક્ષાની છે જ્યારે પ્રગતિ કરતા ચેતન રાજનું મનડુ સુમતિ વીંધી લે, ત્યારે પછી એની પ્રગતિ ચોક્કસ રીતે ખૂબ આગળ વધે છે અને એના વર્તન અને કાર્ય તદ્દન ફરી જાય છે સુમતિની કાર્યકુશળતા અને પદ્ધતિ બતાવનાર આ આદર્શ વચન છે

આ અદ્ભુત પ્રયોગ સમતાએ કેવી સિફતથી કર્યો અને મમતાને સ્થાને માટે કેવી રીતે મારી હઠાવી દીધી તેની વિગત નીચે આપે છે તે હવે જોઈ જઈએ :

खोळे बेसी मीठुं बोले, कांई अनुभव अमृतजल पीधुं;
छानी छानी छरकडा करती, छरती आंखे मनडुं विंध्युं   माहरो० २

**અર્થ**—એ તો ખોળામાં બેસે, મીઠું મીઠું બોલે અને વળી એણે કેટલુંક અનુભવ અમૃતજળ પણ પી લીધું અને વળી છાને છાને છરકડા કરતાં કરતાં આંખે એણે તો મનડાને પણ વીંધી નાખ્યું, ભેદીને એના ટુકડા કરી નાખ્યા. (૨)

**વિવેચન**—પારસી નાટકો કે પુસ્તકોમાં નેકીનો અને બદીનો કોઈ કોઈ સ્થાને ખ્યાલ આપવામાં આવે છે તે પ્રકારે તો નહિ પણ તેને મળતો ખ્યાલ આ મમતા અને સુમતાનો છે. કુમતિ અને સુમતિ આ રીતે એક જ માનસમાં પ્રવર્તે છે; એક જમણે ખભે બેસે છે તો બીજી ડાબે ખભે બેસે છે. કુમતિ હવે સુમતિની કાર્યપદ્ધતિ બતાવે છે: લાગ આવે ત્યારે એ સુમતિબાઈ-મારી મોટી બહેન, અને ચેતનરાજની મોટી વહુ-પતિદેવના ખોળામાં બેસી સદ્ભાવસારતાને બોલાવે, વિવેકને જગાડે, યતિધર્મોને આવાહન આપે, સંયમને બોલાવે અને ચારિત્રરાજના પુત્રોને પડખે રાખી પતિ સાથે મીઠી મીઠી વાતો કરે, પતિને સંસાર પર વિરાગ આવે તેવાં પગલાં ભરે, અને પતિદેવને અનંત સુખના ધણી અને વસ્તુગતે નિરંજન નિરાકાર તરીકે ઓળખાવે. પતિદેવ તો બાપડા ભોળા રહ્યા. એમને અત્યાર સુધી સાચા સુખનો ખ્યાલ નહિ, એટલે એ તો બાહ્યમાં ફુગાવા કરતા હતા; ત્યારે આ મોટાં બાઈએ તેમને સ્વરૂપના સુખની અને મોક્ષના અનંત સુખની મીઠી મીઠી વાતો કરી; એણે પૌદ્ગલિક સુખની તુચ્છતા પતિને સમજાવી. પતિદેવને જ્યારે સ્વાનુભવ થયો ત્યારે એ પ્રથમ તો ધીમે ધીમે મારાથી દૂર જતા ગયા, પણ પાછા આવે, વળી જાય, વળી આવે; એમ કરતાં કરતાં એમણે જ્યારે સુમતિના પ્રતાપથી અનુભવ જળ પીધું ત્યારે એ આખા ફરી ગયા અને મારે મંદિરેથી સ્થાને માટે ચાલતી કરી ગયા. અનુભવજ્ઞાનનો મહિમા અજબ છે તે આપણે તેરમા અને ચૌદમા પદમાં જોઈ ગયા છીએ. ત્યાં ચેતન-વિલાસને અંગે અનુભવનું કયું સ્થાન છે તેનો નિર્દેશ કર્યો છે. એ અનુભવ જ્યારે ચેતનને પ્રાપ્ત થઈ ગયો અને એના ઘરમાં વસી ગયો, ત્યારે કુમતિ કે મમતાને સ્થાન જ ન રહ્યું સહજ બને એ. આ સાથે વિચારવાથી અનુભવનું સ્થાન ધ્યાનમાં આવી જશે.

પાછી એ સુમતિબાઈ ચાર પાંચ નીકળી. જ્યારે મારું જોર થાય અને પતિદેવ મારે મંદિરે આવે, ત્યારે એ મને ખબર ન પડે તેમ છાનામાના મારા સંબંધમાં કટાક્ષ કર્યા કરે; એ પતિદેવને દેખાડ્યા કરે કે જુઓ તમારાં મમતાબાઈ! એ કેવાં વિચિત્ર છે!

---

પાઠાંતર—બેસી—બેઠી. છાની છાની—છાને છાને. છરકડા—છરકડા. વિંધ્યું—વિંધુ

શબ્દાર્થ—છાની છાની = છાને છાને. છરકડા = ચાળા. છરતી = ચાલી જતી, ફરતી. વિંધ્યું = ભેદ્યું

છોડાવ્યું, અને વ્યવહારના પ્રસંગો ભુલાવી દીધા આ રીતે એ મારી શોક મોહરાજાને બળવાન બનાવી દીધા અને મારુ માથું સ્વામીદેવને ચરણે ધરી દીધું

આ દૃષ્ટિએ શરૂઆતની સાખી વિચારીએ તો તદ્દન નવીન ભાવ બેસી જશે. કુમતિનો કકળાટ તે સાખીમાંથી તારવી શકાય છે કુમતિ કહે છે કે મારે જ્યારે ખપ નહોતો ત્યારે ક્રોધ, માન વગેરે અનેક મનોવિકારો મારે મંદિરે આંટા દેતા હતા, અને આજે એમાંનો એક શોધ્યો પણ જડતો નથી. આજે હું એકલી પડી ગઈ છું, આજે પરિવાર વગરની થઈ ગઈ છું ! અને મારુ જોબન એળે વહ્યું જાય છે અને પતિદેવ વગર મારો અવતાર નકામો થઈ જાય છે આ રીતે સાખીનો ભાવ પદ નેવું સાથે મેળવી શકાય છે (૭)

ઉપસંહાર—આ આખું પદ અને ઉપરની સાખી તદ્દન નવીન ઢબ પર રચાયેલું જણાય છે અત્યાર સુધીમાં વિરહાલાપ કે નિસાસા આપણે સુમતિ કે સમતાના જ સાંભળ્યા છે કોઈ પણ પદમાં મમતાનો કકળાટ આવ્યો નથી, કારણ કે મમતાદેવી એવી લપટી છે કે ગમે ત્યાંથી પેસી જાય, અને મોટા મોટા યોગીઓને પણ ચક્કરમાં નાખી દે ચૌદપૂર્વ ધરનો પણ પાત કરાવી નાખે અને અનંત સંસારમાં અથડાવી પાડે. મહાપુરુષનો ઉદય થયો હોય, અંતરથી આત્મદશા જાગી હોય, સ્વપરનું જ્ઞાન થવા ઉપરાંત સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ નિર્ણયાત્મક થયો હોય, લાલચ કે દુન્યવી ઇચ્છાને તાબે ન થવા જેટલી આત્મશક્તિ આવી હોય અને દૃઢ નિશ્ચયને વળગી રહેવાની વાસ્તુષ્ણા થઈ હોય તો જ મમતાને કકળાટ કરવાનો વારો આવે છે બાકી એક વાર તેની સંપૂર્ણ હાર થઈ અને એનો કાંઠો સદાને માટે નીકળી ગયો પછી તો જે આનંદ થાય છે, જે લોકાલોકના ભાવો નજરે દેખાય છે અને જે આત્મરમણતા થાય છે તેનું વર્ણન અશક્ય છે. એ મમતા બાઈ (નાની વહુ)નો વધારે પરિચય આવતા પદમાં રજુ કરવાનો છે પણ એની વિકાર શક્તિ અને લપ્પીપણાનો ખ્યાલ અત્રે પણ થયો થઈ ગયો છે એવી મમતાને કકળાટ કરવાનો વારો આવે એ નૂતન વિષય છે અદ્ભુત વિલાસ છે અનનુભૂત અકલ્પ્ય પરિસ્થિતિ છે બધી વાતનો સાર અનુભવઅમૃતજળ પીવામાં અને લોકાલોકપ્રકાશક દીવાને જગાવવામાં છે; એ એક વાર થયુ એટલે કારજ–કામ થઈ જાય છે અને અતિ વિશિષ્ટ અનનુભૂત આનંદમાં રગદોળાઈ જવાય છે (૯૦)

## ૫૯ એકાણુમુ

ભૂમિકા—નેવુંમા પદમાં સુમતિની આખી કાર્યપદ્ધતિને નાની વહુ–મમતા કેવી નજરે જુએ છે એના પર કેવાં મ્હેણુંટિપ્પણ કરે છે એને લોકાલોકપ્રકાશક દીવો થયો તેના તરફ કેવી માઠી નજર કરે છે અને આશ સુધા પર પણ કેટલી અદેખાઈ કરે છે તે વિચારી ગયા. એની નજરે અનુભવઅમૃતપાન કેવું વિચિત્ર લાગે છે તે આપણે જોયું અને અંતે આનંદઘન પદ લઈ લીધું અને પોતે પતિદેવને હમેશને માટે ખોઈ બેઠી એ વાતનો

છોડાવ્યું, અને વ્યવહારના પડગાઓ ભુલાવી દીધા. આ રીતે એ મારી શોકે મોહરાજાને બંદીવાન બનાવી દીધા અને મારું માથું સ્વામીદેવને ચરણે ધરી દીધું

આ દૃષ્ટિએ શરૂઆતની સાખી વિચારીએ તો તદ્દન નવીન ભાવ બેસી જશે. કુમતિનો કકળાટ તે સાખીમાંથી તારવી શકાય છે કુમતિ કહે છે કે મારે જ્યારે ખપ નહોતો ત્યારે ક્રોધ, માન વગેરે અનેક મનોવિકારો મારે મંદિરે આગ દેવા હતા, અને આજે એમાંનો એક શોધ્યો પણ જડતો નથી. આજે હું એકલી પડી ગઈ છું આજે પરિવાર વગરની થઈ ગઈ છું ! અને મારું જોબન એળે ચાલ્યું જાય છે અને પતિદેવ વગર મારો અવતાર નકામો થઈ જાય છે આ રીતે સાખીનો ભાવ પદ નેવું સાથે મેળવી શકાય છે (૭)

ઉપસંહાર—આ આખું પદ અને ઉપરની સાખી તદ્દન નવીન ઢબ પર રચાયેલું જણાય છે અત્યાર સુધીમાં વિરહાલાપ કે નિસાસા આપણે સુમતિ કે સમતાના જ સાંભળ્યા છે કોઈ પણ પદમાં મમતાનો કકળાટ જણાયો નથી કારણ કે મમતાદેવી એવી લપટી છે કે ગમે ત્યાંથી પૂસી જાય, અને મોટા મોટા યોગીઓને પણ ચક્કરમાં નાખી દે ચૌદપૂર્વ ધરનો પણ પાત કરાવી નાખે અને અનંત સંસારમાં અથડાવી પાડે. મહાપુરુષનો ઉદય થયો હોય, અંતરથી આત્મદશા જાગી હોય, સ્વપરનું જ્ઞાન થવા ઉપરાંત સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ નિશ્ચયાત્મક થયો હોય, લાલચ કે દુન્યવી ઇચ્છાને તાબે ન થવા જેટલી આત્મશક્તિ આવી હોય અને દૃઢ નિર્બંધને વળગી રહેવાની વાસ્તવિક સ્ફુરણા થઈ હોય તો જ મમતાને કકળાટ કરવાનો વારો આવે છે બાકી એક વાર તેની સંપૂર્ણ હાર થઈ અને એનો કદી સદાને માટે નીકળી ગયો પછી તો જે આનંદ થાય છે જે લોકાલોકના ભાવો નજરે દેખાય છે અને જે આત્મરમણતા થાય છે તેનું વર્ણન અશક્ય છે એ મમતા બાઈ (નાની વહુ)નો વધારે પરિચય આપવા પદના રજૂ કરવાનો છે પણ એની વિકાસ શક્તિ અને લપ્પીપણાનો ખ્યાલ અગાઉ પણ ઘણો થઈ ગયો છે એવી મમતાને કકળાટ કરવાનો વારો આવે એ નૂતન વિષય છે અદ્ભુત દિવસ છે અનનુભૂત અકલ્પ્ય પરિસ્થિતિ છે. બધી વાતનો સાર અનુભવઅમૃતજળ પીવામાં અને લોકાલોકપ્રકાશક છેયાને જણાવવામાં છે એ એક વાર થયું એટલે કારજ-કામ થઈ જાય છે અને અતિ વિશિષ્ટ અનનુભૂત આનંદમાં રગરેળાઈ જવાય છે (૧૦)

## પદ એકાણુમું

ભૂમિકા—નેવુંમા પદમાં સુમતિની આખી કાર્યપદ્ધતિને નાની વહુ-મમતા કેવી નજરે જુએ છે એના પર કેવા મહેણુટોણા કરે છે એને લોકાલોકપ્રકાશક છોકરો થયો તેના તરફ કેવી માઠી નજર કરે છે અને સારા ગુણ પર પણ કેટલી અદેખાઈ કરે છે તે વિચારી ગયા. એની નજરે અનુભવઅમૃતપાન કેવું વિચિત્ર લાગે છે તે આપણે જોયું અને અંતે આનંદઘન પદ લઈ લીધું અને પોતે પતિદેવને હંમેશાને માટે ખોઈ બેઠી એ વાતનો

પારકે ઘેર રમતા રમતા એ તો ઓગળોહી થઈ ગઈ છે! અને (કોઈ એને ઠપકો આપશે તો એ તો ઊલટી) પતિદેવ ઉપર કલંક ચડાવશે, દેવ ઉપર આરોપ મૂકશે! (૧)

વિવેચન—અતિ શાંત, સહૃદયા દેવી સુમતિ પોતાની શોકના આખા વર્તનનો દૂર રહી રહી અભ્યાસ કરતી હોય છે એને પોતાના દુઃખ કરતા પણ પતિદેવની થયેલ દુઃખદ સ્થિતિ, એમના આખા વિકાસક્રમનો થયેલો ગોટાળો અને તેમની લપસી જતી કારકિર્દી માટે ભારે ખેદ થાય છે એની વાત કુભાર્યા મમતા તો સાંભળે પણ નહિ, એટલે એ પોતાના પાડોશીઓને વિજ્ઞપ્તિ કરે છે

પોતાની શોક મમતાને—નાની વહુને—પર ઘરમા ભટકવાના હેવા પડી ગયા છે એને મોહરાયને ઘેર રમવુ ગમે, મોજ કષાયો સાથે ઠઠ્ઠા કરવા ગમે, માન–પ્રતિષ્ઠાઓ ગમે, ચાર ગતિમા દોડાદોડ કરવી ગમે, સાતા–અસાતાને ઘેર લપટાવુ ગમે, જ્ઞાન–દર્શનના આવરણોમા નાચવુ ગમે, કામદેવને ઘેર આટા ખાવા ગમે. એનો પગ ઘરમા ટકે જ નહિ એને પતિદેવના વફાદાર જાળવવા કરતા પારકા ઘરમા પોતાની સાથે એને રખડાવવા ગમે. નાની વહુને આવી રીતે પારકે ઘેર રખડવાના અને પતિને રખડાવવાના હેવાજ પડી ગયા છે. સુમતિ કહે છે કે અરે ભાઈ! આ મારી શોકને પારકે ઘેર રખડવાની અને રમવાની ટેવ પડી ગઈ છે એને કોઈ અટકાવો. એક વખતે આવીને અમુક વાતનો ચસ્કો લાગે એટલે પછી એને બીજુ સૂઝતુ નથી. આવી દશા મારી શોક મમતાની થઈ પડી છે

'ઢાલ' એટલે રીત અથવા ઢગ અર્થ થાય. એક જાતની ટેવ જ પડી જાય એ ઢાલ કહેવાય. એ પ્રમાણે ઉપર અર્થ થયો. અથવા ઢાળ એટલે ઉતાર ઊંચેની જગ્યાએથી નીચે ઊતરવાનો માર્ગ ઢાળ કહેવાય. ચઢવુ દોહ્યલુ છે પણ ઊતરવું સહેલુ છે પરઘર રમવાનો ઢાળ સહેલો હોઈ એ વગર મહેનતે સ્વીકારાઈ જાય છે મમતાના માર્ગો ઢાળ જેવા જ હોય છે ત્યા ઊતરી જતા વાર લાગતી નથી. આ બીજો અર્થ પણ ખ્યાલમા રાખવા યોગ્ય છે.

અથવા ઢાળ એટલે ધાતુ–સોનારૂપા–ને ગાળીને પાડેલી લગડી. મમતામા પરઘર રમવાના અનેક તત્ત્વો એકઠા કરી તેની ઢાળ પાડવામા આવી છે એ પરભાવોનુ ઘનીકરણ છે પરભાવની લગડી છે પરભાવની પેટી છે એ અર્થ પણ ગમે તેવો છે

મારે અને દેવચંદને ઢાળ સાથે છે ત્યા ઢાળનો અર્થ સબંધ અથવા ઘરોબો થાય છે મમતાને પારકા ઘરો સાથે ઢાળ–સબંધ એવો બેસી ગયો છે કે જે એનો ઘરોબો થઈ ગયો છે અને એ સબંધ સાથે એ એકમેક થઈ ગઈ છે આ અર્થ પણ વિચારવા જેવો છે

સર્વથી બંધબેસતો અર્થ ટેવ, લત દેવા વગેરે અથવા ઢંગ, એ જ લાગે છે અને એ સર્વ એકાર્થવાચી–પર્યાય છે બાકી દૃષ્ટિબિંદુઓ પણ અર્થ નજરે વિચારવા યોગ્ય જરૂર લાગે છે એ રીતે તે અહીં સૂચવ્યા છે.

એને મોટો સ્વવાંક કરાવી મૂકનાર એ નાની વહુને કોઈ સાચા અક્ષર કહેનાર નીકળશે તો એ જરૂર ગાળો ખાશે, એને આ બાબતનાં સાચા વચનો તિરસ્કાર સાથે કોઈ કહેશે, ત્યારે એનું મોઢું શું રહેશે? અત્યારે ભલે આનંદઘન પ્રભુ એની સાથે રંગમાં પડી રમી રહ્યા છે, પણ જો કોઈ સુયોગ્ય આ સાથે રમતા હોત તો એના ભાલ પર શેખરા પડતા હોત, એના મુખ પર શાંતિની છાયા દેખાતી હોત, પણ અત્યારે તો એના ભાલ પર ચાક ઝગમગે છે મારા પતિદેવની આવી વલે કરનાર શોક્યની ગાળો ખાશે એમ મને તો લાગે છે તો પાડોશણો! તમે જરા જુઓ! અને નાની વહુને શિખામણ આપી સારે માર્ગે લઈ આવો.

આ પાડોશણનું સ્થાન કોઈ પણ સદ્ગુણ લઈ શકે છે શમ, સંવેગ નિર્વેદાદિ એ સ્થાને આવે, સૌજન્ય, પ્રામાણિકતા કે સત્યનિષ્ઠા ત્યાં આવે, ગમે તે યતિધર્મનો કે ગૃહિધર્મનો પરિવાર ત્યાં હોય, તેને સુમતિ વિજ્ઞપ્તિ કરી કહી શકે છે. લોકોને જ્યારે ઉચાટ થાય ત્યારે પાડોશી પાસે વાત કરવાથી જીવ હળવો પડે છે પાડોશીમાં તો જેની સાથે જીવ મળે તેની સાથે આવી વાત થઈ શકે છે સુમતિ પોતાનો જીવ મળે તેવી કોઈ પણ આર્ય પાડોશીને ઉદ્દેશીને આ કથન કહે છે

ઝાલ નામનું કાનમાં પહેરવાનું એક ઘરેણું થાય છે તે ઝગમગ ઝગમગ ઝળકે છે સીધા પાઠનો આ દૃષ્ટિએ અર્થ વિચારીએ તો એનો ભાવ આ પ્રમાણે થાય : એ મમતા સાથે આનંદઘન સુરંગે રમતા; એના શેરા ભાલ ઉપર ઝાલ નામનું ઘરેણું ઝબકે છે એ ગમે તેટલા ખરાબ થાય તોપણ એના આઠ રુચક પ્રદેશ તો ઉજ્જ્વળા જ રહે છે એ ગમે તેવા છે તોપણ અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર સત્તાગતે તેમની અંદર ભરેલાં છે અને અંતે સિદ્ધસ્વરૂપી અને જ્યોતિસ્વરૂપી છે એટલે એ મમતા સાથે રમે ત્યારે પણ એના ભાલ (ઘરેણા)નો ઝબકાટ તો રહે છે પણ પાડોશણ બહેન! મને ભય લાગે છે કે એ મારી નાની બહેન અંતે કોઈની ગાળ જરૂર ખાશે. સંયમસુભટ આવ્યો તો એના હાલહવાલ કરી મૂકશે. અને ચારિત્રરાજનું લશ્કર આવી પહોંચ્યું તો એને વગોવશે. એની વગોવણીમાં મારા નાથની વગોવણી સાથે રહેલી છે એટલે મને ચિંતા થાય છે અને તેથી તમને વિજ્ઞપ્તિ કરું છું કે એ નાની વહુને પારકે ઘેર રમવા-રખડવાનો ચસ્કો પડી ગયો છે તેને તેમ કરતી કોઈ વારો-અટકાવો!

અથવા ઝાલ એટલે ઝાલીને – પકડીને; ઝબૂક એટલે ઝડપથી ભાલ એટલે મુખ એટલે એના શેરા ભાલને જ પણ ઝાલીને આનંદઘન એની સાથે અત્યારે રંગભરે નાચી-કૂદી-રમી રહ્યા છે પણ પાડોશણ બહેનો! એમ કરવામાં એ નકામી ગાળ ખાશે, માટે હું તમને વિનંતિ કરું છું કે એ મારી નાની બહેનને પારકે ઘેર રખડવાના હેવા પડી ગયા છે તેને તમે કરતી વારો. (૩)

ઉપસંહાર—નેવુંમુ અને આ એકાણુંમુ પદ તદ્દન નવીન ઢબના છે એમા સુમતિ-કુમતિના આચરણોને જુદી જ ઢબે બતાવ્યા છે નેવુંમુ પદ કુમતિના મુખમા મૂક્યુ છે ત્યારે એકાણુંમુ પદ સુમતિના મુખમા મૂક્યુ છે નેવુંમુ પદ વાચતાં આશા બંધાય છે ત્યારે એકાણુંમુ પદ વાચતા ચેતનરાજની વર્તમાન દશા માટે ખેદ થાય છે અનંત આનંદનો ધણી શિવસુખનો ભોક્તા, અલખનિરંજન અદ્ભુત યોગી ઘેર ઘેર ભટકતો ફરે, પોતાની અમૂલ્ય પરિસ્થિતિને ન પિછાને અને કારણ વગરના મેણાંટોણાં સાંભળે એ ખેદ થાય તેવી વાત છે. અને એવા અખંડ પ્રૌઢપ્રતાપી, ઉત્તમ ગુણના ધણીને રખડતા અને લોકોના ઠપકા ખાતા જોવામા આવે ત્યારે કોઈ પણ સહૃદય પ્રાણીને એના વલખા અને અપકીર્તિ માટે જરૂર દુ ખ થાય; તો પછી ઘરની નૈરી, જે વિરહતાપથી તપી રહેલી હોય, દુ ખમા દહાડા કાઢતી હોય, ઘરના ઉઠકજેતા સાંભળતી હોય, તેને તો જરૂર દુ ખ થાય એમા નવાઈ નથી.

સુમતિની ભાષા પ્રૌઢ અને સુંદર છે પણ એક સ્થાને આ પદમા છિનાળ શબ્દ મહાયોગીએ વાપર્યો છે. એનો ખુલાસો મને આ રીતે બેસે છે આનંદઘનજીએ સર્વ પદોમા અને આખી ચોવીશીમા ભાષાપ્રયોગ બહુ સુંદર અને યોગીને છાજતો કર્યો છે એમની ભવ્ય વિચારસરણી અને અંતરઉદ્ગારની સાથે છિનાળ અથવા સત્તરમા કુંથુનાથજીના સ્તવનમા સાળો શબ્દ જરા કાનને સાલે તેવા મને લાગ્યા તે પર વિચાર કરતા મને એક ખુલાસો બેસે છે.

સાળો શબ્દ જેમ ખરાબ અર્થમા તુચ્છતાદર્શક થાય છે તેમ જ તેનો પ્રયોગ સારા અર્થમા પણ થઈ શકે છે સાળો એટલે વહાલો એ અર્થમા વપરાય છે અને ઘણીવાર ફુલામણાના અર્થમા હેતમા પણ વપરાય છે સાલો એવો પાકો છે કે એની વાત સાંભળતા આપણે તો ચૂપ થઈ જઈએ ત્યા 'સાલો' તુચ્છતા નથી બતાવતો, વહુના ભાઈના અર્થમા પણ નથી જણાતો અને ગાળના અર્થમા પણ નથી વપરાતો. કોઈ વખત લાટ પ્રદેશમા હું સાળો એવો ભોળો એવો ભાષાપ્રયોગ પણ સાંભળ્યો છે ત્યા સાળો એટલે વહાલો સમજવું. આવી રીતે છિનાળ'નો કોઈ વાક્યપ્રયોગ દેશવિશેષે થતો હોય તો મારી જાણમાં નથી. વિચારીના વિચારને જાણનાર, ગુણહીનની ભવ્ય ભાષા કરનાર, અબ હમ અમર ભયે ન મરેંગે —જેવા અદ્ભુત આંતર કવન ગાનાર છિનાળ જેવો તુચ્છ શબ્દપ્રયોગ કરે એ જરા ખટકતું લાગે છે અને કદાચ દેશવિશેષે પ્રયોગ હોય તો તેમા ગાળ જેવું નહિ હોય, તોપણ આનંદઘનજીની ભાષાવિભૂતિને અને એ પ્રયોગની ભૂમિકાને મેળ ખાતો નથી એમ તો જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. આ ભાષાવિચારણાની વિશેષ ચર્ચા ઉપોદ્ઘાત પર મુલતવી રાખીએ. પ્રથમ વિભાગની ઉપોદ્ઘાતમાં પૃષ્ઠ ૩૮ થી ૫૫ સુધી ભાષાવિચારણા થઈ છે તે કરતાં તદ્દન જુદા દૃષ્ટિબિન્દુથી ભાષાની પર વિચાર તદ્યોગ્ય સ્થાને થશે.

એને મોટો વ્યવહાર કરાવી મૂકનાર એ નાની વહુને કોઈ સાચા અમર કહેનાર નીકળશે તો એ જરૂર ગાળો ખાશે, એને આ બાબતના સાચા વચનો તિરસ્કાર સામે કોઈ કહેશે, ત્યારે એનું મોઢું શું રહેશે ! અત્યારે ભલે આનંદઘન પ્રભુ એના સાથે રજમા પડી રમી રહ્યા છે પણ જો કોઈ સુયોગ્ય સ્ત્રી સાથે રમતા હોત તો એના ગાલ પર રોમાંચ થતા હોત, એના મુખ પર શાંતિની છાયા દેખાતી હોત, પણ અત્યારે તો એના ગાલ પર વાળ ઝગમગે છે. ખાસ પતિદેવની આવી વલે કરનાર હોગટની ગાળો ખાશે એમ મને તો લાગે છે તો પાડોશણો ! તમે જરા જુઓ ! અને નાની વહુને શિખામણ આપી સારે માર્ગે લઈ આવો.

આ પાડોશણનું સ્થાન કોઈ પણ સદ્ગુણ લઈ શકે છે શમ, સંવેગ નિર્વેદાદિ એ સ્થાને આવે, સૌજન્ય, પ્રામાણિકતા કે સત્યનિષ્ઠા ત્યાં આવે, ગમે તે યતિધર્મનો કે વૃદ્ધિધર્મનો પરિવાર ત્યાં હોય, તેને સુમતિ વિજ્ઞપ્તિ કરી કહી શકે છે લોકોને અકળામણ થાય ત્યારે પાડોશી પાસે વાત કરવાથી જીવ હળવો પડે છે પાડોશીમાં તો જેની સાથે જીવ મળે તેની સાથે આવી વાત થઈ શકે છે. સુમતિ પોતાનો જીવ મળે તેવી કોઈ પણ બાઈ પાડોશીને ઉદ્દેશીને આ કથન કહે છે

ગાલ નામનું કાનમાં પહેરવાનું એક ઘરેણું થાય છે તે ઝગમગ ઝગમગ ઝગકે છે. ચોથા પાદનો આ દૃષ્ટિએ અર્થ વિચારીએ તો એનો ભાવ આ પ્રમાણે થાય : એ મમતા સાથે આનંદઘન સુરંગે રમતા એના ગોરા ગાલ ઉપર ગાલ નામનું ઘરેણું ઝળકે છે એ ગમે તેટલા ખરાબ થાય તોપણ એના આઠ રુચક પ્રદેશ તો ઊજળા જ રહે છે. એ ગમે તેવા છે તોપણ અનંત જ્ઞાન–દર્શન–ચારિત્ર સત્તાગતે તેમની અંદર ભરેલા છે અને અંતે સિદ્ધસ્વરૂપી અને જ્યોતિસ્વરૂપી છે એટલે એ મમતા સાથે રમે ત્યારે પણ એના ગાલ (ઘરેણા)નો ઝબકાટ તો રહે છે પણ પાડોશણ બહેન ! મને ભય લાગે છે કે એ મારી નાની બહેન અંતે કોઈની ગાળ જરૂર ખાશે. સમયમુકુટ આવ્યો તો એના હાલહવાલ કરી મૂકશે. અને ચારિત્રરાજનું લશ્કર આવી પહોંચ્યું તો એને વગોવશે. એની વગોવણીમાં ખાસ નામની વગોવણી સાથે રહેલી છે એટલે મને ચિંતા થાય છે અને તેથી તમને વિજ્ઞપ્તિ કરું છું કે એ નાની વહુને પારકે ઘેર રમવા–રખડવાનો ચાળો પડી ગયો છે તેને તેમ કરતી કોઈ વારો–અટકાવો !

અથવા ગાલ એટલે ગાળીને – પકડીને ઝબૂક એટલે ઝડપથી ગાલ એટલે મુખ એટલે એના ગોરા ગાલને ઝડપથી ગાળીને આનંદઘન એની સાથે અત્યારે રંગેચંગે નાચી–કૂદી–રમી રહ્યા છે પણ પાડોશણ બહેનો ! એમ કરવામાં એ નકામી ગાળ ખાશે, માટે હું તમને વિનંતિ કરું છું કે એ મારી નાની બહેનને પારકે ઘેર રખડવાના હેવા પડી ગયા છે તેને તેમ કરતી વારો. (૩)

ઉપસંહાર—નેવુંમું અને આ એકાણુંમું પદ તદ્દન નવીન ઢબના છે એમાં સુમતિ-કુમતિના આશયોને જુદી જ ઢબે બતાવ્યા છે નેવુંમું પદ કુમતિના મુખમાં મૂક્યું છે ત્યારે એકાણુંમું પદ સુમતિના મુખમાં મૂક્યું છે નેવુંમું પદ વાંચતા આશા બંધાય છે ત્યારે એકાણુંમું પદ વાંચતા ચેતનરાજની વર્તમાન દશા માટે ખેદ થાય છે અનંત આનંદનો ધણી શિવસુખનો ભોક્તા, અલખનિરંજન, અદ્ભુત યોગી ઘેર ઘેર ભટકતો ફરે, પોતાની અમૂલ્ય પરિસ્થિતિને ન પિછાને અને કસ્તુ વગરના ભૂંગટોળા સાંભળે એ ખેદ થાય તેવી વાત છે અને એવા અખંડ, પ્રૌઢપ્રતાપી, ઉત્તમ ગુણના ધણીને રખડતા અને લોકોના ઠપકા ખાતા જોવામાં આવે ત્યારે કોઈ પણ સહૃદય પ્રાણીને એના વલખા અને અપકીર્તિ માટે જરૂર દુઃખ થાય તો પછી ઘરની નારી, જે વિરહતાપથી તપી રહેલી હોય, દુઃખમાં દહાડા કાઢતી હોય, ઘરના ટેકજેવા સાચવતી હોય, તેને તો જરૂર દુઃખ થાય એમાં નવાઈ નથી.

સુમતિની ભાષા પ્રૌઢ અને સુંદર છે પણ એક સ્થાને આ પદમાં 'છિનાળ' શબ્દ મહાયોગીએ વાપર્યો છે એનો ખુલાસો મને આ રીતે બેસે છે આનંદઘનજીએ સર્વ પદોમાં અને આખી ચોવીશીમાં ભાષાપ્રયોગ બહુ સુંદર અને યોગીને છાજતો કર્યો છે એમની ભવ્ય વિચારસરણી અને અંતરહૃદયની સાથે છિનાળ અથવા સત્તરમા કુંથુનાથજીના સ્તવનમાં સાલો શબ્દ જરા કાનને સાલે તેવા મને લાગ્યા તે પર વિચાર કરતા મને એક ખુલાસો બેસે છે.

સાળો શબ્દ જેમ ખરાબ અર્થમાં તુચ્છતાદર્શક થાય છે તેમ જ તેનો પ્રયોગ સારા અર્થમાં પણ થઈ શકે છે સાળો એટલે વહાલો એ અર્થમાં વપરાય છે અને ઘણીવાર કુલામણાના અર્થમાં હેતમાં પણ વપરાય છે સાલો એવો થાકો છે કે એના વાત સાંભળતા આપણે તો ચૂપ થઈ જઈએ. ત્યાં સાલો તુચ્છતા નથી બતાવતો, વહુના ભાઈના અર્થમાં પણ નથી જણાતો અને સાળાના અર્થમાં પણ નથી વપરાતો. કોઈ વખત લાટ પ્રદેશમાં હું સાળો એવો બોલો એવો ભાષાપ્રયોગ પણ સાંભળ્યો છે ત્યાં સાળો એટલે વહાલો સમજવું. આવી રીતે 'છિનાળ'નો કોઈ વાક્યપ્રયોગ દેશવિશેષે થતો હોય તો મારી જાણમાં નથી. વિચારીના વિચારને જાણનાર, ગુણહીનની ભવ્ય ભાષા કહનાર, 'અબ હમ અમર ભયે ન મરેંગે'—જેવા અદ્ભુત આંતર કવન ગાનાર છિનાળ જેવો તુચ્છ શબ્દપ્રયોગ કરે એ જરા ખટકતું લાગે છે. અને કદાચ દેશવિશેષે પ્રયોગ હોય તો તેમાં આળ જેવું નહિ હોય, તોપણ આનંદઘનજીની ભાષાવિભૂતિને અને એ પ્રયોગની ભૂમિકાને મેળ ખાતો નથી એમ તો જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. આ ભાષાવિચારણાની વિશેષ ચર્ચા ઉપોદ્ઘાત પર મુલતવી રાખીએ. પ્રથમ વિભાગની ઉપોદ્ઘાતમાં પૃષ્ઠ ૩૮ થી ૫૫ સુધી ભાષાવિચારણા થઈ છે તે કરતાં તદ્દન જુદા દૃષ્ટિબિન્દુથી ભાષાની પર વિચાર તદ્યોગ્ય સ્થાને થશે.

આ વાત બાજુએ રાખીએ તો નેવું અને એકાણું પદ ખરેખર નમૂના છે. આંતર દૃષ્ટિના અલૌકિક પ્રયોગો છે. હિંદુ સંસારના આરસા છે. યોગભૂમિકાના ચીરસા છે અને ચેતનજીને એક વિશિષ્ટ અને અલૌકિક આકારમાં બતાવનાર અસાધારણ જેય પ્રયોગો છે. આ નજરે ચેતનને જોવામાં આવે ત્યારે તેને માટે અસાધારણ માન અને પૂજ્યભાવ થાય તેવું દેખાય છે. યોગ્ય દિશાએ પ્રવૃત્તિ થાય તો તેનું ભવિષ્ય ભારે ઉજ્જ્વળ દેખાય છે અને એની વર્તમાન પૌદ્ગલિક લોલુપતા પર નજર પડે તો એના જેવા અભાગ્યમાની દયા માટે ખેદ થાય તેમ છે. એના લોકાલોકપ્રકાશક ઐશ્વર્યની વાત આવે ત્યારે છાતી ગજગજ ઊછળે છે અને કુમતિ તરફ લોલુપતામાં આળપંપાળ પર નજર પડે ત્યારે છાતી બેસી જાય છે.

આ બન્ને સુમતિ-કુમતિ, સમતા-મમતા આપણા પ્રત્યેકમાં છે. આપણી મહોબ્બત કોની સાથે વધારવી તે આપણી શક્તિનો અને ઇચ્છાનો વિષય છે. આપણે ચિદ્ઘનાનંદ થવું કે આરામાં પડતાં-આખડતાં ટક્કા ખાયા કરવા એ આપણા વીર્યવ્યાપારનો વિષય છે. ચોરાશીની જાળ ખાવી કે અનુભવઅમૃતરસનું પાન કરવું એ તદ્દન આપણી પસંદગીનો વિષય છે. સુયોગોને પરખી, તમારા ગૌરવને ધ્યાનમાં રાખી, તમારા વિકાસની સ્વશક્તિની તુલના કરી, તમારા અનંત સુખ અને ક્ષણિક સુખનો તફાવત લક્ષમાં રાખી, હવે તે કોનીને મંદિરે મહાલો. સુમતિના મંદિરે જશો તો લોકાલોકપ્રકાશક ચૈતન્યના પિતા થવાનો લહાવો મળશે. કુમતિને મંદિરે જશો તો આખી દુનિયામાં માર ખાવાનો, રખડવા-રઝળવાનો અને ઢિંગલાં-ઢૂંટાવાં રમવાનો લાભ મળશે. વિચારી તમને હવે તેના આવાસમાં દીપમાળા પ્રગટાવો.

વાત તમારા હાથમાં છે. તમારા ભવિષ્યના કર્તા, યોજક અને નિર્માતા તમે પોતે છો. તમારા સ્વીકાર પર તમારી ભૂમિકાની આધારી છે. વિચારો, પૂછો અને છેવટનું પાકું નિર્ણયાત્મક રીતે પરમાર્થ કે સ્વાર્થને અનુસરીને કોઈ એકમાં આનંદઘનની સુરંગી રમત એ બીજી બાજુ સાવ પર ચાલ વગાડવાના છે. ચેતો, જાગો, ઊઠો, વિચારો અને આગળ વધો. (૯૧)

## પદ બાણુંમું

ભૂમિકા—ચેતના અને ચેતનના વિરહગાનો અનેક દૃષ્ટિબિન્દુઓથી ગાયાં. પ્રત્યેક ગાનને દૃષ્ટિબિન્દુમાં અને સુરાને બહાર લાવવામાં એટલી વિશિષ્ટતા અને નવીનતા જોવામાં આવી છે કે ગાનો વિરહનાં હોવા છતાં પ્રત્યેક પદમાં નવો નવો લાભ થાય છે અને જાણે અભિનવ પ્રસાદની પ્રાપ્તિ થતી હોય તેમ લાગે છે. એટલે આ સર્વ વિરહગાનોની અત્ર સમાલોચના નહીં કરીએ, એ કાર્ય ઉપોદ્ઘાતમાં કરવામાં આવશે. અને સંક્ષેપમાં પણ છતાં વિવેચનમાંથી એનું સમુચ્ચયીકરણ મળી આવશે. એ સર્વના દૃષ્ટિબિન્દુઓ પૃથક્ પૃથક્ હોવા છતાં મુદ્દા સ્વપરવિભાગનો છે. ચેતન પરભાવમાં રમણ કરે છે તે તરફ ખેદ છે અને ચેતનજીએ પોતાના મૂળ રૂપમાં આવી જવું જોઈએ એ તેની પ્રેરણા છે.

આ નજરે જોઈએ તો બધા પદોમાં આ સ્વપરવિવેચનનું તત્ત્વ ઝળકયા જ કરે છે આત્મવિચારણામાં સ્વની ઓળખાણ અને પરનો ત્યાગ જ મુખ્યત્વે કરીને પ્રમુખ ભાગ ભજવતો હોય છે અને એકથી વધારે વખત સ્પષ્ટ કરવા પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે કે આત્મિક વિચારણાનું કેન્દ્ર સ્વપરનું વિવેચન અને પરિણતિની નિર્મળતા છે એક રીતે કહીએ તો અહિંસા, સંયમ અને તપ પર નિર્ભર થતા જૈન દર્શનના નીતિવિભાગ(Ethics)નો સાર સ્વપરના વિવેચનમાં અને પરિણતિની નિર્મળતામાં સમાઈ જાય છે અને તેટલા માટે જુદા જુદા મુદ્દાઓ દ્વારા એ વાતને મુખ્યતા આપવાનો પ્રસંગ જૈન તત્ત્વજ્ઞાનીઓ અને યોગીઓ ચૂકયા નથી.

જ્યારે ચેતના પતિવિરહની દુઃખભરી કહાણી વર્ણવે ત્યારે તે સારી રીતે જાણતી હોય છે કે તેનો અને ચેતનરાજનો અભેદ છે પણ તે સાથે જ તે બરાબર જાણતી હોય છે કે ચેતનરાજ અત્યારે પરભાવમાં રમણ કરી રહ્યા છે અને પારકે ઘેર ભટકી રહ્યા છે આવા વખતમાં પતિવિરહે ઘેલી થયેલી ચેતના જેવી વિજ્ઞપ્તિ કરે જેવા ઉદ્ગારો કાઢે, તેનું પ્રદર્શન આ પદમાં તેમ અન્યત્ર રજૂ કરવામાં આવ્યું છે

આ પ્રાણીનો ભવવ્યાધિ એટલો આકરો છે એનો સ્વભાવ એટલો પરભાવ થઈ ગયો છે એની અને શુદ્ધ ચેતનાની વચ્ચે એટલો આંતરો થઈ ગયો છે કે એને ઠોકી ઠોકીને ચીજ રાખવાનું કહેવામાં આવે, ત્યારે કદાચ તે કોઈ વાર ઊંચે જુએ છે આગળ પાછળનો ખ્યાલ કરે છે અને ઊંઘમાંથી જરા જાગવાના ચમકારા બતાવે છે આ પદમાં તલસતી ચેતના પતિદેવને તેમના દર્શન દેવા વીનવી રહી છે પોતાની શ્રદ્ધા, સુમતિ આદિ સખીઓને પોતાના એ કાર્યમાં મદદ કરવા વિનતિ કરી રહી છે એ સર્વનો આશય ચેતનરાજને સાચી વસ્તુસ્થિતિનું ભાન કરાવવાનો છે અને એ ભાન કરાવીને એને શુદ્ધ દશા તરફ લઈ આવવાનો છે આ આશયથી શુદ્ધ ચેતના પારકા ઘરમાં રખડતા પતિદેવને વીનવે છે. આ પ્રકારની અનેક વિજ્ઞપ્તિ અગાઉ થઈ ચૂકી છે આ પદમાં એ દિશાએ એક વધારે પ્રયત્ન છે.

પદ ૫૨

(રાગ—કાનડો પ્રત પ્રમાણે—પૂરવી)

दरिसन प्रानजीवन ! मोहे दीजे,

बिन दरिसन मोही कल न परत है, तलफ तलफ तन छीजे. दरिसन १

અર્થ—મારા પ્રાણાધાર ! મારા જીવનના આધાર ! મને હવે તો આપના દર્શન

---

પાઠાંતર—દરિસન—દરસન. મોહે—મોહિ. તલફ તલફ—તલફિ તલફિ

શબ્દાર્થ—દરિસન = દર્શન, સાક્ષાત્કાર. પ્રાનજીવન = નાથ, જીવનના આધાર. મોહે = મને. દીજે = દઈએ, દ્યો, આપો. બિન = વગર, વિના. કલ = શાંતિ, આરામ, આરામ, ચેન. પરત હૈ = પડતી થાય છે. તલફ તલફ = તરફડી તરફડીને, ટળવળીને, ઝૂરીઝૂરીને. છીજે = ક્ષીણ થાય છે કૃશ થાય છે

કરાવો, આપનો સાક્ષાત્કાર કરાવો. આપના દર્શન વગર મને જરા પણ ચેન પડતું નથી અને ઝૂરી ઝૂરીને મારું શરીર ક્ષીણ થતું જાય છે નબળું પડતું જાય છે (૧)

વિવેચન—શુદ્ધ ચેતના–વિરહવેલી ભામિની–પતિની ગેરહાજરીમાં પતિદેવને ઉદ્દેશીને વીનવે છે ધ્યાનમાં રહે કે અત્યારે પતિદેવ તો પર રમણીઓ સાથે ક્યાંના ક્યાં રખડતા થઈ ગયા છે અને પોતાની પત્નીને યાદ પણ કરતા નથી આવે વખતે વિરહતાપથી તપી ગયેલી પણ પતિને સર્વસ્વ માનતી સતી દેવી ચેતના પોતાના ઉદ્‌ગારરૂપે બોલે છે મારા દેવ! મારા જીવનના આધાર! મને આપનાં દર્શનનો લાભ આપો, મારે મંદિરે પધારો, અને મારી સેજડીને શોભાવો. આપના દર્શન વગર મને તો જરાયે ચેન પડતું નથી. હું તો જીવી રહી છું અને મારા શરીરમાં અને મનમાં ભડકા બળે છે વિરહદશાના આવા હાલ છે. ચેતનાને કંઈ કળ વળતી નથી અને શરીર તો આખું તડતડાટ થઈ રહ્યું છે (૧)

આવી પોતાની દશા પોતાનાં બહેનપણી પાસે વર્ણવતાં એને વધારે ખેદ થાય છે. તે આગળ વધે છે —

> कहा कहुं कछु कहत न आवत, बीन सभा क्युं जीजे?
> सोहुं खाइ सखि! काहु मनावो, आप ही आप पतिजे    दरिसन २

અર્થ—હું તે શું કહું ? (હવે તો) કહેવાનું કંઈ પણ (યાદ) આવતું નથી. (કારણ કે કહેવાની વાત પણ શરમ ઉપજાવે તેવી છે) વગર સેજડીએ તે કેમ કરીને સુવાય? શા સુખે સુવાય? બહેન! સોગન ખાઈ આગ્રહ કરી ગમે તેમ કરીને મારા પતિદેવને મનાવો–સમજાવો. પછી તો એને પોતાને પોતાની મેળે ખાતરી થઈ જશે, વિશ્વાસ આવી જશે. (૨)

વિવેચન—મારા દેવ! હું અહીં કહીને શું કહું? કેટલું કહું? કોની પાસે કહી સંભળાવું? મને તો કંઈ કહેવાનું સૂઝતું પણ નથી. અથવા આ મારા ઘરની વાત કોઈ, પતિપત્ની વચ્ચેની હકીકત હોઈ એ કહી બતાવતાં પણ શરમ આવે છે સન્નારી ઘરનાં છિદ્ર ઉઘાડે નહિ, એ પોતાના ઘરની વાત સખીઓ પાસે અત્યંત સંકોચ પૂર્વક કહે છે એ કહે છે બહેનો! આ મારા ઘરની વાત તમને કહેતાં પણ લાજ આવે છે પતિ વગર સેજડી નહિ, સેજડી વગર ઊંઘ નહિ ઊંઘ વગર શાંતિ નહિ, શાંતિ વગર ચેન નહિ અને ચેન વગર નિરાંત નહિ: આવી મારી સ્થિતિ છે એનું તમારી પાસે શું વર્ણન કરું!

હવે તો બહેનો! તમે જઈ મારા પતિદેવને સોગન ખાઈને–દઈને સમજાવીને મારે

---

પાઠાંતર—સેજ–સેજા. સોહુ–સોહું. સખિ–સહિ. કાહુ–કોઈ

શબ્દાર્થ—કહા = શું. કછુ = કંઈ. કહત = કહેવાઈ. ન આવત = આવતું નથી. સેજ = શય્યા. ક્યું = કેમ. જીજે = ઊંઘે, સુવાય. સોહુ = સમ. કાહુ = ગમે તેમ કરી. આપ હી = પોતે, જાતે. પતીજે = ખાતરી કરી લે, ચોકસી કરે.

મંદિરીએ લઈ આવો છો. પતિને અને પત્નીને વાંધો પડે ત્યારે તેની સાહેલીઓ પતિદેવને સમજાવવા જાય છે પતિદેવને ઘેર લઈ આવવાનો આ પણ એક રસ્તો છે ક્યાંય લોક લાજના માર્યા કે તમને નારાજ કરવાની અનિચ્છાવાળા પતિદેવ મારે મંદિરે પધારે તો મારી સેજડી પવિત્ર થાય અને મારા શરીરમાં બળતો વિરહઅગ્નિ શમે. અને બીજો લાચારીનો માર્ગ તો પછી નસીબ ઉપર રાખવાનો છે કોઈ વખત તો એને જરૂર પ્રતીત પડશે કે હું કેવી છું અને મારી તેમના તરફ કેવી સાચી ભક્તિ છે કાં તો તમે એમને મનાવી લાવો અથવા એને પોતાને પ્રતીત થાય ત્યાં સુધી વાત મૂકી દો બીજો ઉપાય મને સૂઝતો નથી. સમજાવટથી વાત નહિ બને તો પછી મુદ્દત ઉપર છોડવી એ જ યોગ્ય ગણાય. સત્યખોટની ખાતરી થશે અને સાચું સમજશે ત્યારે આફૂડા મારે મંદિરે આવી લાગશે.

અથવા બહેનો! તમે મારા પતિદેવને સોગન ખાઈ ખાઈને શા માટે મનાવો છો? એને અંતે સાચી વાતની પ્રતીત થશે અને એ જાતે મારે ત્યાં આવવા આવશે. મારામાં દોષ નથી મારો તેમના તરફનો રાગ પવિત્ર છે તો પછી મનામણાં-તેડાં શા માટે કરો છો? એ તો અંતે પોતે જ સમજી જશે અને જાતે જ આવવા આવશે. (પ્રથમનો અર્થ વધારે બંધબેસતો લાગે છે)[1]

दउर दरानी सासु जेठानी, मूंही सब मिल खीजे;
'आनंदघन' बिनु प्रान न रहे छिन, कोर जतन जो कीजे  हरिमन० ३

અર્થ—મારા (થઈ પડેલા કે થતા) દેર, દેરાણી, સાસુ અને જેઠાણી એ સર્વે ભેગા મળી જઈને મારા ઉપર ચિડાય છે મારા નાથ આનંદઘન પ્રભુ વગર મારા પ્રાણ અમે તે ગમે તેટલા ઉપાય કરીએ તોપણ હવે તો ક્ષણમાત્ર પણ રહેતા નથી. માટે મારા પ્રાણનાથ! મને આપના દર્શન આપો. (૩)

વિવેચન—મારા દેર-દેરાણી સાસુ-જેઠાણી બધા અંદર અંદર મળી જઈને વગર કારણે મારા ઉપર ગુસ્સે થાય છે કારણ કે એ સર્વ મારા સાચા દેર-દેરાણી કે સાસુ-જેઠાણી નથી, થઈ પડેલા છે દેરને સ્થાને પ ગંભીરવિજયજી કામરાગને મૂકે છે; દેરાણી

પાઠાન્તર—દેઉર-દેવર. દેરાની-દેવરાની. જેઠાની-જિઠાની. મુંહી-મુજહીં. સબ-સબ. મિલ-મીલ ખીજે-ખીજી. પ્રતમાં દેવનું પદ મૂ ... કરે છે દરિસન નહીં. ગાથી વખત તેનો ઉપયોગ છે

શબ્દાર્થ—દેઉર = દેર, પતિના ભાઈ દેરાની = દેરની પત્ની. સાસુ = પતિની માતા જેઠાની = પતિના મોટાભાઈની વહુ મુંહી = મને / વિના કારણ સબ = સર્વ મિલ = મળીને ખીજે = ગુસ્સે થાય છે ચિડાય છે બીનું = વગર પ્રાન = પ્રાણ, પ્રાણ તે. છિન = ક્ષણમાત્ર, કરવું કોર = કોડ, કોટિ જતન = પ્રયત્ન, ઉપાય. કીજે = કરવામાં આવે.

1. કાનું નો અર્થ અને તેમ કરીને થાય છે યા મૂકે એમ પણ થાય. આમ અર્થની ઉપર વધારો કરી છે —વિવેચનકાર

સ્થાને સોગપરિણતિ-દેવી રતિ—ને મૂકે છે. સાસુ સ્થાને ભગવતી લોકસ્થિતિને મૂકે છે અને લોલકસ્થાને જેઠાણી સ્થાને મૂકે છે એ બધા થઈ પડેલાં સગાંઓ તો મારી ઉપર ખીજ કરે છે એમને લાગે છે કે હું બહુ સાહસ કરનારી છું

અથવા મારા પતિના નાનાભાઈ ગુણીધમ તેમની સ્ત્રી સદ્ગુણરક્તતા,[1] જે મારી દેરાણી થાય, મારા જેઠ અતિધમની પત્ની દેવી સદ્ભાવસારતા,[2] જે મારી જેઠાણી થાય, કે મારી સાસુ મહાદેવી વિરતિ (ચારિત્રરાજની પત્ની)[3] એ સર્વ તો મારા ઉપર રીસે ભરાય છે તેમને એમ લાગે છે કે હું પતિને કબજે રાખી શકતી નથી અને તેમને ત્યાં ત્યાં ભટકવા દઉં છું તેમાં મારી ઓછી આવડત છે આ કારણે તેઓ મારા ઉપર ખિજાય છે. સખીના મનામણા ચાલે તેમ નથી અને દેરાણી–જેઠાણી ખીજે ભરાય છે મારા દેવ! આપના વગર મારા પ્રાણ ક્ષણવાર પણ ટકે તેમ નથી. આ ઉપલી વાત તદ્દન સાચી છે. મારી સખીઓ મનામણાં કે આગ્રહ કરે કે મારા ઉપર મારા દેર–દેરાણી ખીજે એ સર્વ વાત આપ મન પર ન લો અથવા જરૂર લો, મારે તો આપને એક જ વાત કહેવાની છે કે આપના વગર આ ચેતના એક ક્ષણમાત્ર પણ ટકે તેમ નથી, એને ટકાવવા હજારો ઉપાયો લેવામાં આવે કે તેની અનેક રીતે સંભાળ લેવામાં આવે તે સર્વ નકામા છે અને આપ મારા છો અને હું આપની છું આપ મારે ત્યાં પધારો, મને દર્શન આપી મારી આંખોને પવિત્ર કરો અને મારી સેજડીને શોભાવો. ધન્ય મારા પતિદેવ! વાહ વાહ મારા આનંદઘન (૩)

ઉપસંહાર—ખરી વાત તો એ છે કે આ રમી ચેતનાને હજુ પ્રાણજીવનના દર્શન કરવાનો સાચો તલસાટ જ થયો નથી જ્યારે એને મનમાં સાચી તાલાવેલી લાગશે ત્યારે એ પતિ ગમે ત્યાં રખડતા હશે ત્યાંથી એને પાછા વાળશે. આ તો પતિદેવ રખડ્યા કરે છે અને દેવી ચેતના મૂર્છાગત દશામાં પડી ગયા છે જ્યારે દેવીને સળવળાટ થયો છે બાકી બન્નેનો મેળ જ્યારે મળશે એ તે પછી દેરદેરાણી, જેઠ-જેઠાણી કે સાસુ નણંદની બીજની કે સમજાવટની કાંઈ જરૂર નહિ રહે. માટે ખરી વાત તો ચેતના અને ચેતનનો મેળ મેળવવાની છે અને એ વાત બની તો પછી બાકીનું સર્વ આવ્યું આવશે. આવા ભાવનાં બીજ પરો આવી ગયા છે તેથી આ પદના આશય ઉપર જ વધારે ધ્યાન ખેંચવાની જરૂર રહે છે મુદ્દા પતિદેવને ઘેર લઈ આવવાનો છે શુદ્ધ ચેતનાનો અને ચેતનદેવનો મેળ કરાવવાનો છે અને બાકીની સર્વ બાબતો વ્યવહારનજરે વિરહી સ્ત્રીની દશાને બતાવવાનો છે વસ્તુત તો ચેતના–ચેતનનો એકીભાવ છે અને તેઓ દૂર છે વિયોગની સ્થિતિમાં છે વિરહદશામાં છે એમ કહેવું એનો અર્થ માત્ર એટલો જ છે કે ચેતનદેવ હજુ પરભાવમાં

૧ ઉપમિતિભવપ્રપંચા કથા ભાષાંતર, પ્ર. ૪ પ્ર. ૩૫, પૃ ૧ ૮૬

૨ એજન પૃ ૧૦૭૭

૩ એજન પ્ર. ૫, પ્ર. ૩૪ પૃ. ૧ ૬૪

રમણ કરી રહ્યો છે આ સ્થિતિ ફેરવાય અને ચેતન પોતાના સ્વભાવે આવી જાય એટલે આ સર્વ વિરહગાન અને દર્શનઝંખનાનો છેડો આવી જાય તેમ છે

દર્શન શબ્દ એકથી વધારે પારિભાષિક અર્થમા જૈન ગ્રંથોમા વપરાયેલ છે દર્શનનો અર્થ મેળાપ થાય—જેમ કે મને તમારા દર્શન હાલ કેટલાયે વખતથી થયાં નથી. જોવાની ક્રિયાના અર્થમા અહીં દર્શન શબ્દ વપરાયો બાકી દર્શન એટલે તત્ત્વજ્ઞાનની વિચારણા એવો પણ અર્થ થાય, જેમ કે—જૈન દર્શન, સાખ્યદર્શન વગેરે. કર્મવિચારણામા દર્શન શબ્દ દર્શનાવરણીય સાથે વપરાય છે. ત્યા દેખવું, જોવું એ અર્થમા એ શબ્દ વપરાય છે જ્ઞાનની સાથે તેની સરખામણીમા એ શબ્દ વપરાય ત્યા તેનો અર્થ સામાન્ય બોધ સમજવો. ગાયનું ગોત્વ કે ઘટનું ઘટત્વ એ દર્શન છે જ્યારે ચાર પગવાળી પીળા કે સફેદ રંગની અમુક આકારના શીંગડાવાળી ગાયનો બોધ થાય તે તેનું જ્ઞાન છે દર્શનનો અર્થ શ્રદ્ધા પણ થાય છે જ્ઞાનમા જાણવાની વાત, ચારિત્રમા વર્તનની વાત હોય છે ત્યારે દર્શનમા શ્રદ્ધાની વાત હોય છે સમ્યગ્દર્શન સાથે દર્શન શબ્દ આ અર્થમા વપરાય છે આવા અનેક અર્થો દર્શન શબ્દના છે અહીં તો પ્રથમ અર્થમા જ તે વપરાયેલ છે.

ચેતના પતિને મળવા આતુર છે અને પતિના મેળાપ માટે એ તીવ્ર ઇચ્છા બતાવે છે અને સખી સાથે કહેણ મોકલે છે વીતરાગેલી રાણીઓ જાતે પવિત્ર હોય ત્યારે જે દશા અનુભવે છે અને જે આતુરતા બતાવે છે તેનો આ પદમા આલાપ કર્યો છે; વિરહી દેવીની આકાક્ષા અત્ર સુદામ રીતે વર્ણવી છે અને ચેતન સાભળે તો પરની બેરીની આરજુ ક્યુંબોચર કરી તેની ચિંતા દૂર કરી શકે તેવી તેનામા શક્તિ છે માટે દેવ ! આ વિનતિ સાભળો અને દેવાની આકાક્ષા પૂરી પાડો ! (૯૨)

## ૫૬ ત્રાણુ મુ

ભૂમિકા—શુદ્ધ ચેતના પતિવ્રતા પત્ની છે અનાદિ કાળના વિરહથી હેરાન થયેલી છે; પણ આર્ય પત્ની હોઈ એના વિચારો પતિદેવ સબધીના જ છે. એને આપણે સોળમા પદમા પતિના માર્ગની નિરીક્ષા કરતી જોઈ એને રિસાઈ ગયેલીને મનાવવાના પ્રયત્નો અઢારમા પદમા વપરાયા. એની આહરવાની રાતના વિરહગાન ઓગણત્રીસમા પદમાં સાંભળ્યાં. બાવનમા પદમા આલાપ, જાતભાત, લાજકાજ સર્વ પ્રાણપતિ આનદઘન છે એનો આલાપ જેજેવતી રાગમા સાભળ્યો. અને પતિદર્શનની ઝખના આગલા બાણુમા પદમાં વિચારી ગયા. ચેતનાની વિવિધ દશાનું વર્ણન કરતા પદોની સખ્યા સાઠ ટકાની ઉપર થાય તેમ છે; અને તદ્યોગ્ય સ્થળે આ વિષયની મહત્તા પર જુદા જુદા દૃષ્ટિબિંદુથી ધ્યાન ખેંચવામા આવ્યું છે આ કેન્દ્રસ્થ મુદ્દો ખૂબ વિચારવા યોગ્ય હોઈ ખાસ ખ્યાલમાં રાખવા યોગ્ય છે.

ચેતનરાજ પરપરિણતિમાં ખૂબ અટવાઈ ગયા છે. એની બાહ્ય વૃત્તિ સુખ–આરામ અને માન–તાન–ગુલતાન તરફ થઈ ગઈ છે એના આંતર હૃદય પર ક્રોધ, માન, માયા, લોભે સામ્રાજ્ય સ્થાપી દીધું છે અને અત્યારના એના બાહ્ય આચાર કે આંતરનો અભ્યાસ કર્યો હોય તો એ શુદ્ધ ચેતનાનો વહાલો પતિ છે કે એને મહાપતિવ્રતા પતિપ્રાણા પત્ની છે એ વાત પણ ભાગ્યે જ માનવામાં આવે. એનો ઇંદ્રિયોના વિષયો તરફનો પ્રેમ, એની સંસારરસિકતા, અને એની અંતરમાં ચાલુ રહેતી ખટપટો વિચારવામાં આવે તો એને ચેતના જેવી શાંત, વિચક્ષણ આદરવતી પત્ની હશે એમ માનવામાં પણ આવે નહિ—આવી ચેતનદેવની દશા છે.

અને ચેતનાની નજરે જોઈએ તો એના શુદ્ધ પતિવ્રતને અંગે એને અનેક પ્રકારના વિમાસણો થયા કરે છે કોઈ વાર એને પતિની દશા તરફ ખેદ આવે છે કોઈ વાર એને પતિ ઘેર આવશે કે નહિ એ બાબતમાં શંકા થાય છે કોઈ કોઈ વાર પતિના સ્વાંગને નાટકિયાના વેશ સાથે સરખાવવાનું એને મન થઈ આવે છે (પદ ચોત્રીશમું) અને કોઈ વાર વળી એને કંતડો મીઠો લાગે છે અને લોક ખાટો લાગે છે (પદ ૪ થું). આવી વિવિધ દશા અનુભવતી આ બાળા સર્વ સહન કરી લે છે પણ એ પતિને તજવાનો કે એની સાથે છૂટાછેડા કરવાનો સંકલ્પ પણ કરતી નથી. આ એની મહત્તા છે

પતિપ્રાણા પત્નીને નવરાશના વખતમાં કેવા કોડ થાય છે તેનું શબ્દચિત્ર ખાસ આલેખવા યોગ્ય છે પ્રાણીના હૃદયમાં બે પ્રકારની વાસના હોય છે : એક વૃત્તિ પૌદ્ગલિક વિષય સેવન તરફ અહીંથી બને તે લો માની લીધેલો લાભ લઈ લેવા તરફ અને ભવિષ્યના આદર્શ કે ભાવના તરફ આંખમીંચામણાં કરવા ઉત્સુક હોય છે, ત્યારે બીજી વૃત્તિ તેથી ઊલટી રીતે લાંબી નજરે જોવા તરફ, અહીંના લાભને જોઈ વિકાસમાં પ્રગતિ કરવા તરફ અને આંતરને ઓળખી તેને ધપાવવા તરફ હોય છે આ બાહ્યાત્મદશા અને અંતરાત્મદશાને પુરુષાકાર (personify) કરવામાં આવે ત્યારે અંતરાત્મદશાને કેવા કોડ થાય, એની ભાવના કેવી હોય, તેને પત્નીનું રૂપક (Personification) આપી તેના હૃદયમાં થતા કોડ-કોડને જરા વિચારવામાં આવે છે

આ બીજા પ્રકારના કોડની વિચારણા એક પત્ની તરીકે કેવા પ્રકારની હોય તેની કલ્પનામાં સાથે સાથે આદર્શ પત્નીના આદર્શ કેવા સ્પષ્ટ હોય, એના પતિ એને ગમે તેટલી વરણીકના હોય છતાં એ પતિ તરફ કેવો સદ્ભાવ રાખતી રહે, તેના સ્પષ્ટીકરણની પણ આ પદમાં યોજના છે પત્નીના કતવ્યાવહનની નજરે અને શુદ્ધ ચેતનાના ભાવવાહક કલાત્મક શબ્દચિત્ર તરીકે આ પદ અનુપમ છે એટલો ઉપોદ્ઘાત કરી આ પદનો ભાવ સંક્ષિપ્ત રીતે જોઈ જઈએ વિવેચનમાં આ બન્ને પ્રવાહ એકધારા સાથે સાથે ચાલ્યા આવશે એ પર લક્ષ્ય એથી આગળ વધીએ.

જણાય છે અથવા કોઈ આગળ 'છે' અધ્યાહાર ગણી આ વાક્યને પૂરું કરીએ તો તેનો અર્થ હું મારું મન મોડ મોડ કરીને કબજે રાખું છું મનમાં તો પતિને મળવાના ભારે કોડ થાય છે પણ પતિના વર્તમાન વર્તનને લઈને એવી દશા થઈ ગઈ છે કે જાણે કોઈ ભૂત કે પિશાચ વળગી પડયા હોય અને અનેક ચાળા કરાવે તેવી પોતાની વિપરીત દશા થઈ ગઈ છે (૧)

> मोहनीया नाहलिया पाखे महारे, जग सवि ऊजड़ जोड़;
> मीठाबोला मनगमता नाहली बिण, तन मन थाय चोड़ मुने २

અર્થ—મારા મનમોહન પ્રેમી નાથ વગર મારે મન તો આખી દુનિયા વેરાન જંગલ જેવી છે મીઠું મીઠું બોલતા અને મારા મનને પસંદ આવતા મારા સ્વામીનાથ વગર મને તો મારા શરીરમાં અને મનમાં સખ્ત ચોટ લાગે છે મારી આતુરતા વધી જાય છે અથવા જીવતાનો પારો ઊંચે ચઢી જાય છે (૨)

વિવેચન—પ્રથમ વિરહી સતી પતિવ્રતાની નજરે વિચાર કરીએ. આકર્ષણ કરનાર લહેરીલાલા પતિ વગર એને મન તો આખી દુનિયા વેરાન સમાન છે, એને કોઈ વાતમાં, કોઈ સ્થાનમાં કે કોઈ સંગમાં મજા આવતી નથી અને મીઠું બોલનારા મારા મનમોહન પતિ વગર આખા શરીરમાં અને મનમાં આતુરતા થયા કરે છે. એ અહીંથી આવશે કે પેલે માર્ગેથી આવશે કે એમને કુશળક્ષેમ તો હશે?—આવા આવા વિચારોથી મનમાં આળાપણું અને શરીરે ચોટ થાય છે અને વિરહનો ઉચાટ વધતો જાય છે

ચેતનાની પણ આવી જ દશા થાય છે. એમાં ફેર માત્ર એટલો છે કે મીઠા બોલા શબ્દનો પ્રયોગ વિરહી પત્ની અનુભવ ઉપરથી કરે છે ત્યારે ચેતના જ્ઞાનચક્ષુથી કરે છે એને તો દીર્ઘ કાળનો પ્રીતમ સાથે વિરહ છે તેથી તેણે મીઠાબોલાની મીઠી વાણી સાંભળી નથી, પણ એને ખબર છે કે પતિદેવ જે દિવસે રીઝશે તે દિવસે એ સુમધુર અને સુંદર બોલશે. ચેતનાને ચેતનજી વગર બીજું કાંઈ ગમતું નથી, એની નજરે પણ જગત વેરાન છે સ્વાદ વગરનું છે

ચેતનાનું કલ્પેલું શરીર કે મન આ વખતે કેવાં હોય તે ચોડ શબ્દ બહુ વેધક રીતે બતાવે છે એને ચોટ લાગવામાં વપરાતા ચોટ શબ્દ સાથે સામ્ય ગણી શકાય. આઘાત, મારણ કે મૂઢ લાગવાનો એનો ભાવ સમજી શકાય છે અને આતુરતાના અર્થમાં પણ એ સારો ભાવ પૂરો પાડે છે આવી રીતે પતિદેવને મળવાના કોડ સેવતી શુદ્ધ પત્નીની સ્થૂળ અને માનસિક દશા કેવી હોય તેનું વર્ણન કર્યું એ વર્ણનનો પૂર્વાર્ધ અત્ર પૂરો કર્યો. ઉત્તરાર્ધમાં એથી પણ વધારે ચમત્કાર છે (૨)

---

શબ્દાર્થ—મોહનીયા = મનમોહન, લહેરી, આકર્ષણ કરે તેવા. પાખે = વગર, સિવાય (જુઓ પાખો). જગ = દુનિયા. સવિ = આખી. ઊજડ = વેરાન. જોડ = સમાન, સરીખું. નાહલીયા = નાથ પતિ. બિણ = વગર. ચોડ = ચીસ, આતુરતા (ચોટ = કોઈને મારવા માટે હથિયાર ચલાવવાની ક્રિયા, આઘાત, મારણ, ઘા)

શીતળતા ઊપજી (સુરમાંથી શીતળતા ઉપજી); તે શાંતિરૂપ શીતળતામાં બ્રહ્માનંદરૂપ પરિપૂર્ણ સુખ રહ્યું છે (શીતળતામાં સુખ ભરપૂર) - તે બ્રહ્માનંદરૂપ સુખનો કદી પણ નાશ થતો નથી (તા સુખમેં દુઃખ હોય ન કબહૂ); તે સુખ સદા એકરસ છે અને તે જ્ઞાનીનું પોતાનું સ્વરૂપ હોવાથી તે સમીપ પણ કહી શકાતું નથી તેમ તે દૂર પણ કહી શકાતું નથી (એક એકરસ નિકટ ન દૂર). સુંદરદાસ કહે છે કે આ વાર્તા એમ જણાવેલી ઉપરની રીતે સાચી છે બીજી રીતે નહિ, અને એમાં લેશ પણ મિથ્યા ન જાણો. (૪)

પાની જરે પુકારે નિશદિન, તાકૂ અગ્નિ બુઝાવે આઈ,
મૈં શીતલ તૂ તપત ભયા ક્યું, વારવાર કહે સમઝાઈ,
મેરી ઝપટ તોહી જો લાગે, તો તૂ ભી શીતલ હ્વૈ જાઈ,
કબહૂ જરની ફેરી ન ઉપજે, 'સુંદર' સુખમેં રહે સમાઈ. (૫)

અહંકારસ્વરૂપ જળ આધ્યાત્મિક આદિ ત્રણ પ્રકારના તાપથી બળે છે. તે રાતદિવસ-નિરંતર-પોતાના તાપ સંબંધી પોકાર કર્યા કરે છે તે તાપને બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિ આવીને ઓલવે છે અને અહંકારસ્વરૂપ જળને બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિ આરંભમાં વારવાર સમજાવીને કહે છે કે -"હું તાપમાંથી ઉત્પન્ન થયું છું ને શીતળ છું છતાં તું કેમ તપેલું રહે છે? મારો સાચો ઝપાટો[1] જો તને લાગે તો તું પણ શીતળ થઈ જાય, અને પછી તને કદી પણ તાપ[2] ન ઉપજે અને ઉત્કૃષ્ટ સુખમાં અભેદભાવે સમાઈ રહે." (૫)

## કવિ પીરાની અખળવાણી

અખળવાણીના આવા બીજા કેટલા દાખલાઓ આપીએ. પીરા કવિએ આવા ત્રણ પદો રચ્યાં છે તેમાંથી એક અર્થ સાથે, નીચે આપ્યું છે. આ શ્રી નથુરામ શર્માના લેખ પ્રમાણે કર્યો છે. જૈન પરિભાષા વિગતે જાણનારે બેસાડી લેવી. એનો સંકેત ૯૮-૯૯મા પદોના વિવેચનમાં રજૂ થયો છે તે વિચારવાથી ઘાટ બેસી જવા સંભવ છે

અચરજ સે લાગી રે, ભાગીને લોઢું તરમાં,
અગ્નિ સર્વે લાગી રે, બુઝાણી મળ્યા [illegible]માં. (૨૭)
આ આદિમિં મગરમચ્છને અભિષેક, પાણીને મળી ગયું છન,
અક્ષર ઉપર વાઘ શુંઘવી, એમ સમાસને મળી ગયા હિમ,
સસે સિંહને પર્યો રે, શાહુકારને કર્યો પામર. અચરજ૦ ૧
આંબા તણે નાળિયેર[1] આવ્યાં, કળીએ કેરીની લૂંબ,
નામરહેલ ગ્રામ બીલેરાં, એની શાખા બની છે અતિ ઝૂમ,
અમૃત રોપ્યાં ધરમાં, તેનાં ફૂલ વીર્ય સારમાં. અચરજ૦ ૨
પાપક વસી ને પવાર ભાજિ, થઈ ગયું મિશ્રુ ફિરી પાણી,
એ રે પાણીમાં રવી-રેખતા જૂગ્યા, ઘાણ રંક અને રાણી,
આવા વિષ્ણુ ભગવાન જૂગ્યા, એવી જૂગ્યા અપરમાં. અચરજ૦ ૩

---

૧. ઝપટ=ઝપાટો, આઘાત. ૨ જરની=તાપ, બળવું તે.

જનકદેશના વાસી વિરલા, ગોરખ દત્ત કબીર;
એ જ દેશના વાસી શુકજી, દાદુ 'પીરો' સધીર,
જીવન્મુક્તિ નિત્ય માણે રે, એના મન-મઠમાં અલખ૦ ૪

જ્યારે જાગ્રત થઈને શરીરમાં રહેલા અંતઃકરણમાં જોયું ત્યારે પરમાત્મામાં પરમ પ્રીતિ ઉપજી અને જ્યારે તે પરમાત્મા પ્રસન્નતાપૂર્વક અનુભવાયા ત્યારે સર્વ પ્રકારની ભ્રાંતિઓ દૂર થઈ ગઈ. વિચાર કરીને જોયું તો માયારૂપ બકરીએ બ્રહ્મરૂપ ગજરાજને ગળ્યો હોય એમ પ્રતીત થાય છે. આત્મારૂપ ઘોડાને મનોરૂપ જીન ગળી ગયું હોય એમ દેખાય છે; અજ્ઞાનરૂપ વૃક્ષ ઉપર જાણે વિદ્યારૂપ (બ્રહ્મરૂપ) વાડ ઝુલાવી હોય એમ દેખાય છે અને એવી જ રીતે બ્રહ્મરૂપ સમુદ્રને નામરૂપાત્મક પ્રપંચરૂપ કીડી ગળી ગયેલ હોય એમ દેખાય છે. મનોરૂપ સસલે જીવાત્મારૂપ સિંહને ઘેર્યો છે અને તે જીવાત્મારૂપ સિંહને તેણે અજ્ઞાનીને ન દેખાય તેમ, પડદા (પડળમાં) રાખ્યો છે (૧)

અંતઃકરણની વૃત્તિરૂપ આંબાની ડાળે જ્ઞાનના સાધન વિવેકાદિરૂપ નાળિયેર લાગ્યાં, દૈવી સંપત્તિરૂપ કેળે વિવિધ પ્રેમ સુખોરૂપ કેરીનાં લૂમો અને મુમુક્ષારૂપ નાગરવેલે ગણપતિ આદિ રૂપ બીજોરા—દ્રાક્ષ (કિસમિસ) અથવા દ્રાક્ષ ને બીજોરા નામના ફળ લાગેલ છે કે એની શોભા બહુ જ બની છે. ચૈતન્યરૂપ આકાશને શરીરમાં દોહ્યું—અનુભવ વડે પ્રાપ્ત કર્યું—અને તે આકાશના આનંદરૂપ દૂધને સાધુ પીધું (૨)

બ્રહ્મરૂપ અગ્નિ વરસે છે, તે વાસનારૂપ પથ્થરને બાળે છે; તે બ્રહ્મરૂપ અગ્નિના વરસવાથી વાસનાઓ રૂપ પાષાણ ગળીને ચારે દિશામાં આનંદરૂપ જળ થઈ ગયું. તે આનંદરૂપ જળમાં દેવી ને દેવો બૂડ્યા—આનંદ સર્વેને પ્રિય હોવાથી તે રૂપ થયા. ચાંદ, સૂર ને ધરતી પણ તેમાં બૂડ્યા. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર પણ તેમાં બૂડ્યા અને યોગી તો સીધા જ તેમાં બૂડ્યા. (૩)

જનક—ઉત્પન્ન કરનાર—વિવર્તોપાદાનકારણ—બ્રહ્મ—દેશના અથવા જનકરાજાના જ્ઞાનરૂપ દેશના અનુભવયુક્ત વાસીઓ તો વિરલા જ છે. જેવા કે દત્તાત્રેય, ગોરખનાથ ને કબીરજી, શુકદેવ, દાદુજી ને પીરજાદાઓ પીરો એ પણ એ જ દેશના વાસી છે. એવા પુરુષો પોતાના મનોરૂપ મઠમાં નિત્ય જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવે છે. (૪)

## સંત કબીરની અવળવાણી

સંત કબીરે અવળવાણીના ઘણા પ્રયોગો કર્યા છે; એનો એક દાખલો ખાસ નોંધી રાખવા જેવો છે. સદ્દગુરુ યુક્તિકાનુસાર તેનો ભાવાર્થ પણ તારવી રજૂ કર્યો છે. એની ભાષા હિંદીમિશ્ર છે. તેને ૯૮મા પદ સાથે સરખાવવા યોગ્ય છે. અહીં ત્રણ ગાથા છે ત્યારે ૯૮મા પદની છ ગાથા છે. અસત્ ખ્યાતિવાદનો આધાર કબીરનો હોય તે બનવા જોગ છે. તેના પર આનંદઘને કેટલો સુધારો કર્યો છે તે વાત પણ ધ્યાન ખેંચે તેવી છે.

અવધૂ! સો જોગી ગુરુ મેરા, જો યા પદ કા કરે નિવેરા. (ટેક)
તરુવર એક મૂલ બિન ઠાડા, બિન ફૂલા ફલ લાગા,
શાખા પત્ર નહિ કછુ વાકે, અષ્ટ ગગન મુખી બાગા. અવધૂ૦ ૧
પાવ બિન નિરત, કરા બિન બાજે, બિન જિહ્વા ગુન ગાવે,
ગાવનહારેકૂ રૂપ ન રેખા, સદ્‌ગુરુ હોય લખાવે. અવધૂ૦ ૨
પંછીકા ખોજ, મીનકા મારગ, કહે 'કબીર' વિચારી,
અપરંપાર પાર પુરુષોત્તમ, વા મૂરતિકી બલિહારી. અવધૂ૦ ૩

હે અવધૂત! જે યોગી આ પદનો અનુભવથી સ્પષ્ટ અર્થ કરે તે યોગી મારા ગુરુ સમાન છે. સંસારરૂપ એક વૃક્ષ, બ્રહ્મ સાથે તેનો વાસ્તવિક સંબંધ નહિ હોવાથી મૂળ વિના ઊભું છે. તેને વાસ્તવિક પૂર્વાવસ્થારૂપ ફળ લાગ્યાં છે. તેને વાસ્તવિક શાખા અને પાંદડાં કંઈ નથી. પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર ને પાંચ તન્માત્રા એ આઠ ગગન એટલે સૂક્ષ્મ તત્ત્વો જેમાં મુખ્ય છે એવા બાગમાં આ સંસારરૂપ વૃક્ષ રહેલું છે. (૧)

બ્રહ્મ–ચૈતન્ય પગ વિના નૃત્ય કરનારીમાં નૃત્ય કરતું હોય એમ જણાય છે (નિરત = નૃત્ય); હાથ વિના વાદ્ય વગાડનારમાં વાદ્ય વગાડતું હોય એમ પ્રતીત થાય છે. પ્રભુ આત્મિક ગુણ ગાનારમાં જીભ રહિત છતાં આવે તે ગુણ ગાતું હોય એમ પ્રતીત થાય છે. તે ગાનારનું જે વાસ્તવિક સ્વરૂપ છે તેમાં કોઈ રૂપ આદિ નથી. જે સદ્‌ગુરુ–જ્ઞાની હોય તે આ વાતની સમજણ આપે છે. (૨)

કબીરદાસ વિચારીને કહે છે કે આકાશમાં પક્ષીનો અને જળમાં માછલાનો માર્ગ શોધવો જેમ કઠિન છે તેમ બ્રહ્મનું સ્વરૂપ જાણવું પણ કઠિન છે. દેશ કાળ ને વસ્તુના પરિચ્છેદથી રહિત તથા સંસારના પાર–પરતીર–રૂપ જે પુરુષોત્તમ–બ્રહ્મ છે તે સ્વરૂપની બલિહારી છે. (૩)

નોંધ—આ પદ ૯૮મા પદ સાથે સરખાવવું. ૯૮મા પદમાં ૬ ગાથા છે. આ પદમાં ત્રણ છે. ૯૮મા પદનો ભાવ, શબ્દ વદન અવધ છે. આ પદનો ભાવ સાવ જુદો છે. અવધૂ સો જોગી ગુરુ મેરા ની ટેક બાદ કરીએ તો બાકી બન્ને વચ્ચે સામાન્ય તત્ત્વ લગભગ નહિ જેવું છે. બનવા જોગ છે કે આની અવતરણિકાનો આધાર કબીર ઉપરથી શ્રી આનંદઘને લીધો હોય અને પછી તે મૂળ પંક્તિને પોતાની સ્વતંત્ર કૃતિ વડે વિસ્તારી હોય. બન્ને પદોના સ્વરૂપ, કૃતિ, રચના, વિચારધારા અને અંતિમ સાધ્યની બારીકીથી સરખામણી કરતાં બન્ને વચ્ચે સામ્ય લાગતું નથી અને આવા પદની ટેક સાવ સામાન્ય હોય તો તેથી એ પદ કબીરનું કહેવાય નહિ. આની ચર્ચા ઉપોદ્‌ઘાતમાં થશે. અહીં તો સરખામણી અને અપને અર્થે આ પદ તેના સામાન્ય અર્થ સાથે રજૂ કર્યું છે. આનંદઘનની કૃતિ સ્વતંત્ર છે અને અનુકરણશીલ હોય છતાં મૌલિક છે એ વાતમાં સૂક્ષ્મ સરખામણી કરતાં શંકા રહે તેવું નથી. કબીરનો સમય, આનંદઘનનો સમય વગેરે અનેક બાબતો પણ ચર્ચાસ્પદ છે. આ સરખામણી અને વિચારણા વધારે સ્થાનકે થશે. અત્ર અવતરણી–નકલી વાણી–ના દાખલા તરીકે આ પદ રજૂ કર્યું છે.

## પરિશિષ્ટ—૩

### શ્રીવિનયવિજયજીકૃત

### શ્રીવીરજિનનું પાંચ સમવાયકારણનું સ્તવન

[જુઓ, પા૦ ૯૯, પૃ૦ ૪૨૧]

(દોહા)

સિદ્ધારથ સુત વંદીએ, જગદીપક જિનરાજ
વસ્તુતત્ત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ ૧
સ્યાદ્વાદથી સંપજે સકલ વસ્તુ વિખ્યાત
સપ્ત ભંગ રચના વિના, બંધ ન બેસે વાત ૨
વાદ વદે નય જૂજૂઆ, આપ આપણે ઠામ;
પૂરણ વસ્તુ વિચારતાં, કોઈ ન આવે કામ ૩
અંધ પુરુષે એક ગજ ગ્રહી અવયવ એકેક;
દૃષ્ટિવંત લહે પૂર્ણ ગજ અવયવ મળી અનેક ૪
સંગતિ સકલ નયે કરી, જુગતિયોગ શુદ્ધ બોધ;
ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહીં કશો વિરોધ ૫

ઢાળ પહેલી

૧ કાળ—સમવાયકારણ કાળવાદીનો મત

શ્રી જિનશાસન જગ જયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે;
નય એકાંત મિથ્યાત નિવારણ અકલ અભંગ અનૂપ રે. શ્રી જિન ૧
કોઈ કહે એક કાળતણે વશ, સકલ જગત ગતિ હોય રે;
કાળે ઊપજે કાળે વિણસે, અવર ન કારણ કોય રે. શ્રી જિન૦ ૨
કાળે ગર્ભ ધરે જગ વનિતા, કાળે જન્મે પૂત રે;
કાળે બોલે કાળે ચાલે, કાળે ઝાલે ઘર સૂત રે. શ્રી જિન૦ ૩
કાળે દૂધ થકી દહીં થાયે, કાળે ફળ પરિપાક રે;
વિવિધ પદારથ કાળે ઊપજે કાળે સહુ થાયે ખાક રે. શ્રી જિન૦ ૪
જિન ચોવીસી બારે ચક્રવર્તી વાસુદેવ બળદેવ રે;
કાળે કવલિત કોઈ ન દીસે, જસ કરતા સુર સેવ રે. શ્રી જિન ૫
ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઈ જુઈ ભાત રે;
ષટ ઋતુ કાળ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાત રે. શ્રી જિન૦ ૬